શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ

# સ્વર્ણિમ્

# સ્મૃતિગ્રંથ

## ૨૦૧૦



સમાજના પ્રેરણાસ્ત્રોત

સમાજના આદ્યસુધારક



▪ પ્રકાશક ▪

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ
સ્વર્ણિમ મહોત્સવ આયોજન સમિતિ
પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા-કચ્છ

॥ શ્રી ઉમિયા માતાયૈ નમઃ ॥ ॥ શ્રી ગણેશાય નમઃ ॥

# સ્વર્ણિમ મહોત્સવ સ્મૃતિગ્રંથ વિમોચનના દાતા




પરમ પૂજ્ય દાદાબાપા
સ્વ.હરજીભાઈ માધવજીભાઈ ધનાણી


પરમ પૂજ્ય માપિત્ર
શ્રી સામજીભાઈ હરજીભાઈ ધનાણી


પરમ પૂજ્ય માતાજી
શ્રી રતનબેન સામજીભાઈ ધનાણી


પરમ પૂજ્ય દાદીમાં
સ્વ.લાલબાઈ હરજીભાઈ ધનાણી

આપણી શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ વધુમાં વધુ જાગૃતિનું કામ કરે, આપણે સર્વે જ્ઞાતિજનો સાથે મળીને સમાજ, શિક્ષણ, આર્થિક-સામાજીક ક્ષેત્રે પ્રગતિ કરે, તેમજ જીવનમાં સંસ્કારમય, સદાચારી તેમજ સંગઠિત જીવન જીવીએ અંધશ્રધ્ધા, દુષણોથી દુર રહીએ અને આધ્યાત્મિક જીવનમાં વૈદિક સનાતન સંસ્કૃતિ અપનાવીએ, સમાજના સર્વે કાર્યો સંપ-સંગઠન-સદ્‌ભાવનાથી કરીએ જેથી સમાજની પ્રગતિ થાય, એવી કુળદેવી શ્રી ઉમિયા માતાજી પાસે પ્રાર્થના સાથે.....

## શુભચિંતક

### રતનબેન સામજીભાઈ હરજી ધનાણી પરિવાર-નખત્રાણા

મંગળાબેન મણીલાલ સામજી ધનાણી - ૯૮૭૯૧ ૨૨૧૪૦
તારાબેન પ્રવિણભાઈ સામજી ધનાણી - ૯૮૨૫૩ ૩૨૦૩૯
હેમલતાબેન ગંગારામભાઈ સામજી ધનાણી - ૯૪૨૮૦ ૩૩૩૦૮
પરેશકુમાર મણીલાલ ધનાણી - ૯૮૭૯૧ ૨૨૧૯૫
હરેશકુમાર પ્રવિણભાઈ ધનાણી - ૯૯૦૯૫ ૨૬૪૪૨
નિલેશકુમાર ગંગારામભાઈ ધનાણી - ૯૦૯૯૫ ૭૦૫૭૭



## સંબંધિત ફર્મ

### પટેલ સામજી હરજી ધનાણી એન્ડ કાં-નખત્રાણા

- એમ.એસ.ધનાણી એન્ડ કાં-નખત્રાણા
- સ્વસ્તિક પ્લાયબોર્ડ-ભચાઉ
- શ્રી ધનાણી ફાર્મ-ચપરેડી-મમુઆરા(ભુજ)
- શ્રી ધનાણી ફાર્મ-ગુણાતીતપુર(ભચાઉ)



# પ્રમુખશ્રીના બે બોલ



આમ તો આપણો ઈતિહાસ રામાયણ કાળથી આરંભાયેલો છે. પણ આજથી ૫૦ વર્ષ પહેલાં આપણાં દીર્ઘદ્રષ્ટા વડીલોએ સંગઠનની તાકાત અને સમયની માંગને પારખી ઈ.સ.૧૯૬૦ માં આપણાં સમાજની વિધિવત સ્થાપના કરી. જેનું નામ છે શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ.

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનો ૫૦ વર્ષનો પ્રસંગ એટલે "સ્વર્ણિમ મહોત્સવ" આપણે ગત ૯ થી ૧૨ મે ૨૦૧૦માં ભવ્યાતીભવ્ય રીતે ઉજવ્યો.

ભારત વર્ષમાં ઉત્સવોતો ઉજવાતા રહેતા હોય છે પણ આપણો સ્વર્ણિમ મહોત્સવ એક અનેરી જુદી છાપ પાડતો ભાતીગળ રીતે ઉજવાઈ ગયો.

આપણાં આ સ્વર્ણિમ મહોત્સવ પ્રસંગે પ્રથમ વખત જ ઈતિહાસવિદ ગ્રંથનું પ્રકાશન, અદ્‌ભૂત શોભાયાત્રા, સુંદર ભોજન વ્યવસ્થા, આધ્યાત્મિક તેમજ રાજકીય મહાનુભાવોની ઉપસ્થિતિ તથા સ્વર્ણિમને સથવારે ચાલ્યો સમર્થ પાટીદારનું નાટીકારૂપે પ્રસ્તુતી કરણ વિવિધ ઝોન દ્વારા પોત પોતાની કૃતિઓની રજૂઆતો તથા પંચમ અધિવેશન, યુવાસંઘ, મહિલાસંઘ, માજી વિદ્યાર્થી સમેલન, પ્રતિભાશોધ સન્માન વગેરે વિવિધ કાર્યક્રમો દ્વારા ઉજવાયો.

આપણાં સૌનું સૌભગ્ય છે કે સ્વર્ણિમ મહોત્સવના આપણે માત્ર સાક્ષી નથી બન્યા સહભાગી પણ બન્યા છીએ. આવા પ્રસંગ આપણાં માટે અને આપણી ભાવી પેઢી માટે સ્વર્ણિમ મહોત્સવની સ્મૃતિ કાયમ બની રહે તે માટે સ્વર્ણિમ મહોત્સવ સોવિનીયર પ્રકાશિત કરવાનું નક્કી કરવામાં આવ્યું છે.

વીસમી સદીમાં આપણાં સમાજનો સર્વોત્મુખી વિકાસ થયો છે. આ વિકાસને ટકાવી રાખવા માટે આપણે સમાજ પ્રત્યેની ભાવના અને સંગઠન ને મજબૂતી આપવી પડશે. સમાજનો અને સ્વર્ણિમ મહોત્સવની સફળતાનો યશ સમાજના તમામ સભ્યોના પુરુષાર્થને ફાળે જાય છે. કચ્છના ગામે ગામથી આવેલા અને કચ્છ બહાર વસતા ભારતના ખૂણે ખૂણેથી આ સ્વર્ણિમ મહોત્સવમાં ભાગ લેવા આવેલા સમાજના આગેવાનો, કાર્યકરો, યુવાનો, મહિલાઓ અને સ્વયંસેવકોએ અદમ્ય ઉત્સાહથી અથાક પરિશ્રમ કરી આ સમગ્ર કાર્યક્રમને સફળ બનાવ્યો તે બદલ સૌને સમાજ વતી અભિનંદન આપું છું.

આ નિમિત્તે મારે સૌ જ્ઞાતિજનોને એક નમ્ર અપીલ કરવાની છે કે સમાજ એ મા નું સ્વરૂપ છે. જો અપણે સુખી થવું હશે તો સમાજના આદેશને સ્વીકારવો જ પડશે. તેની ગરિમા, માન મર્યાદા અને ગૌરવને જાળવવું પડશે અને પંચમ અધિવેશનમાં સમાજે પસાર કરેલા તમામ ઠરાવો, બંધારણ અને તેના ધારાધોરણનું આપણે સૌએ પ્રમાણિકતા અને નિષ્ઠાથી પાલન કરવું પડશે.

આ સોવિનીયર પ્રકાશન માટે સોવિનીયર સમિતિએ જે જહેમત ઉઠાવી તે બદલ તેમને અને સોવિનીયર વિમોચનના દાતાશ્રી અને વિજ્ઞાપન દાતાશ્રીઓએ આર્થિક યોગદાન આપ્યું છે તે બદલ તેઓ સૌનો અત:કરણ પૂર્વક આભાર માનું છું.



**રામજીભાઈ કરમશીભાઈ નાકરાણી**
**પ્રમુખશ્રી**
**શ્રી અ.ભા.ક.ક.પાટીદાર સમાજ**

# સ્વર્ણિમ મહોત્સવ પ્રસંગે ચેરમેનશ્રીનું નિવેદન





શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ સ્થાપનાને પચાસ વરસ થતાં હોઈ શ્રી સમાજના કાર્યકર્તાઓને સુવર્ણ જયંતી મહોત્સવના આયોજનનો વિચાર આવ્યો, વિચારને સ્વરૂપ આપવા તા. ૬-૧-૨૦૦૯ના રોજ મળેલ કારોબારી સભામાં આયોજન સમીતીની રચના કરવામાં આવી આયોજન સમીતીના ચેરમેન પદે મારી નિમણૂંક કરી કાર્યની જવાબદારી સોંપવામાં આવી.

આયોજન સમીતીના ચેરમેન પદ માટે મારા ઉપર વિશ્વાસ મૂકી શ્રી સમાજે મારી વરણી કરી. એ વિશ્વાસને અનુરૂપ કાર્ય કરવાની મારી જવાબદારી સમજી કાર્યની શરૂઆત કરી. શ્રી સમાજના સ્થાપક વડિલોથી લઈને આજ સુધી પચાસ વરસના સમય દરમ્યાન શ્રી સમાજના વિકાસમાં સમર્પિત વડિલોની સાથે રહી મેં કાર્ય કર્યુ હતું, તેથી તેમની કાર્યશૈલીનો નજદીકથી અભ્યાસ કરવાનો મોકો મળ્યો હતો. આ મળેલ અનુભવનો ઉપયોગ સ્વર્ણિમ મહોત્સવના આયોજનમાં કરી મહોત્સવ દિપી ઉઠે તેવા આયોજન કરવાનું વિચાર્યુ.

આયોજનમાં શ્રી સમાજની સંસ્કૃતિના દર્શન થાય. વડિલો કેવી પરિસ્થિતિમાં શ્રી સમાજની સ્થાપના કરી આટલે સુધી લાવ્યા તેની પ્રતિતી આજની પેઢીને થાય, આવનાર સમયને અનુરૂપ ભવિષ્યના કાર્યક્રમોનું આયોજન ઘડી સમાજને એ રસ્તે લઈ જવાની પ્રેરણા આવનાર પેઢીને મળે તેવું આયોજન કરવાનું વિચાર્યુ. આ વિચારોને સફળ બનાવવા હોય તો વડિલો, યુવકો અને મહિલાઓનો સમન્વય જરૂરી છે. ભૂતકાળમાં શ્રી સમાજના અધિવેશનના આયોજનના અનુભવનો ઉપયોગ કરી યુવક સંઘના પ્રમુખના હોદ્દાની રૂએ જયંતીભાઈ રામાણી લાકડાવાળાની વાઈસ ચેરમેન પદે નિમણૂંક કરી ભૂતકાળની પ્રથા અમલમાં મૂકી હતી. આયોજન સમિતિના મહામંત્રી તરીકે સમાજના મહામંત્રી શ્રી મોહનભાઈ ધોળુની નિમણૂંક કરવામાં આવી. ૧૪૨ સભ્યોની આયોજન સમીતીની રચના કરી તેમાં સમાજના ટ્રસ્ટીશ્રીઓ, હોદ્દેદારો, યુવક સંઘ અને મહિલા સંઘના પ્રતિનિધિઓ તે સિવાય સમાજની સંચાલિત સંસ્થાના પ્રતિનિધીઓ, ઉમીયા માતાજી સંસ્થાન પ્રમુખ, મંત્રીઓ, ૨૯ ઝોનના પ્રતિનિધિઓ અને ભારતભરમાંથી સક્રિય કાર્યકર્તાનો સમાવેશ કરવામાં આવ્યો હતો.

યુવકોને સાથે જોડી મહોત્સવના આયોજનની રૂપરેખા બનાવી તા. ૧-૩-૨૦૦૯ના રોજ આયોજન સમીતીની પ્રથમ બેઠક સુરત મુકામે ગોઠવી. મીટીંગમાં રૂપરેખા ઉપર ચર્ચા વિચારણા કરી તેને બહાલી આપી. કાર્યક્રમમાં જુદી જુદી બાર થીમ નક્કી કરી. તેનું આયોજન જે તે થીમની સમિતિ દ્વારા કરવાનું નક્કી કર્યુ. આ મીટીંગમાં કુલ સોળ સમિતિની નિમણૂંક કરી કાર્ય આગળ વધાર્યુ. આયોજન સમિતિમાંથી પંદર જણાની સંકલન સમિતિની નિમણૂંક કરી મહોત્સવના મહત્વના નિર્ણય કરવાની સત્તા તેમને આપવામાં આવી.

શ્રી સમાજની સનાતની તરીકેની સાચી ઓળખ અને સમાજની સ્પષ્ટ નીતિની જાહેરાત શ્વેત પત્ર દ્વારા પ્રમુખશ્રીએ કર્યા પછી કાર્યને વેગ મળ્યો અંતે ચાર દિવસનો યાદગાર મહોત્સવ ઉજવવામાં સફળ થયા.

સ્વર્ણિમ મહોત્સવનું ઉદ્‌ઘાટન તા. ૧-૪-૨૦૦૯ના વાંઢાય મુકામે માતાજીની પુનઃ પ્રતિષ્ઠા મહોત્સવમાં પુરૂષોત્તમભાઈ રૂપાલા ગુજરાત પ્રદેશ ભાજપ પ્રમુખ, ઉમિયા માતાજી સંસ્થાન ઉંઝા, સીદસર, સુરતના આગેવાનો તથા બહોળી સંખ્યામાં હાજર રહેલ રાજકીય આગેવાનોની હાજરીમાં મસાલ પ્રગટાવી સૌ જ્ઞાતિજનોએ સંકલ્પ પત્રનું વાંચન કરી મહોત્સવ માટે કાર્ય કરવાનો સંકલ્પ લઈ મહોત્સવનું ઉદ્‌ઘાટન

કરવામાં આવ્યું હતું. સમાજના ઓગણત્રીસ ઝોનના પ્રતિનિધિઓએ સપથ લઈ મસાલનો સ્વીકાર કરી પોત પોતાના ઝોનમાં મસાલ લઈ ગયા. ત્યારબાદ બધા ઝોનમાં મસાલના ભવ્ય સ્વાગત સાથે ભવ્ય કાર્યક્રમનું આયોજન થયું. મહોત્સવનાં પ્રચાર પ્રસાર માટે ત્રણ ટીમ બનાવી ઓગણત્રીસ ઝોનમાં સંપર્ક યાત્રાનું આયોજન કરી મહોત્સવનો સંદેશ આપ્યો તેના કારણે બધા ઝોન સક્રિય બન્યા હતા. અને થીમ આધારિત કાર્યક્રમોનું આયોજન કર્યું હતું. છેલ્લે તા. ૯, ૧૦, ૧૧, ૧૨, મે ૨૦૧૦ના ચાર દિવસના કાર્યક્રમમાં નખત્રાણા મુકામે ભારતભરમાંથી બહોળી સંખ્યામાં જ્ઞાતિજનો ઉમટી પડ્યા હતા.

મહોત્સવના પહેલા દિવસે અભૂતપૂર્વ શોભા યાત્રાનું આયોજન થયું હતું. ત્યારબાદ નરોત્તમભાઈ પટેલ ગુજરાત રાજ્યના કેબીનેટ મીનીસ્ટર અને આપણી જ્ઞાતિના કડવા પટેલના વરદ હસ્તે દિપ પ્રગટાવી કાર્યક્રમનું ઉદ્‌ઘાટન કરવામાં આવ્યું હતું. ત્યારબાદ મહોત્સવના જુદા જુદા કાર્યક્રમોનું ત્રણ દિવસ આયોજન થયું. ચોથા દિવસે જ્ઞાતિનાં અધિવેશનનું સફળ આયોજન થયું. ચાર દિવસના કાર્યક્રમને સફળ બનાવવા બહોળી સંખ્યામાં કાર્યકર્તા ભારતભરથી નખત્રાણા આવ્યા હતા. કાર્યક્રમની સફળતા માટે જુદી જુદી ૫૬ સમિતિઓ કાર્યરત રહી હતી. આ સમિતિમાં ભાઈઓ અને બહેનોએ કાર્ય કરી મહોત્સવને સફળ બનાવ્યો. પાંચ હજારથી વધારે સંખ્યામાં સ્વયં સેવક તરીકે ભાઈબહેનોએ સેવા આપી હતી.

સ્વર્ણિમ મહોત્સવના કાર્યક્રમો એક વરસ સુધી ભારતભરમાં ઉજવાયા હતા. કાર્યક્રમ દરમ્યાન સતપંથીઓ તરફથી ઉભા કરાયેલા અવરોધોને કારણે જ્ઞાતિમાં સનાતન ધર્મની જાગૃતિ આવી યુવા પેઢી આપણી જ્ઞાતિના આધ્યાત્મિક ઈતિહાસથી વાકેફ થઈ સનાતન ધર્મની પરંપરાને મજબૂત કરી જ્ઞાતિમાં ઘર કરી બેસેલા દુસણથી છૂટકારો આપવા કટીબદ્ધ થઈ છે. આ જાગૃતિને હું મહોત્સવની ફળશ્રુતી ગણું છું. યુવક સંઘની સ્થાપના સમયે જે પાંચ મુખ્ય ઉદ્દેશ નક્કી કરેલ હતા તેમાંથી એક સનાતન ધર્મનો પ્રચાર કરવાનો હતો. આ મુદ્દો અછૂતો રહી ગયો હતો તેને યુવા સંઘે જોરશોરથી હાથ ઉપર લઈ તેના ઉપર કાર્ય પણ શરૂ કરી દીધું છે. મહોત્સવરૂપી મંથનમાંથી સનાતન ધર્મ પ્રચાર રૂપે નીકળેલ અમૃતનું યુવાસંઘે પાન કરી તે કાર્યમાં લાગી ગયા છે. તેને હું ધન્યવાદ આપું છું. અને વડિલોને ભલામણ કરૂં છું કે આપણે બધા યુવાપેઢીના સાચા માર્ગદર્શક બનીએ. બસો વરસથી આપણા વડિલો આધ્યાત્મક દૂષણને હટાવવા જે પ્રયત્નો કરતા આવ્યા છે તેને સફળ બનાવશો. કેશરાબાપા (કેશરા પરમેશ્વરા) એ શરૂઆત કરી, નારાણજી બાપાએ જાગૃતિ લાવી પોતાનું જીવન જ્ઞાતિ માટે ખર્ચી નાંખ્યું. તેમના બલિદાનને સાર્થક કરવા યુવા પેઢી તૈયાર થઈ છે. તેમના માર્ગદર્શક બની સાચા અર્થમાં સનાતની સમાજના સ્વર્ણિમ મહોત્સવની ઉજવણી સફળ બનાવીએ. મહોત્સવમાં સક્રિય રહી જે કાર્યકર્તાઓએ કાર્ય કર્યું છે. તેઓ અને બીજા બધા જ્ઞાતિજનોએ આ મહોત્સવને પોતાનાં સમજી તેમાં ભાગ લીધો તે સર્વેને હું મારા અભિનંદન આપું છું. શ્રી સમાજના ટ્રસ્ટ્રીશ્રીઓ, હોદ્દેદારશ્રીઓ જુદી જુદી સમિતિના કન્વીનરશ્રીઓ, યુવક સંઘ અને મહિલા સંઘના કાર્યકર્તાશ્રીઓનો મહોત્સવને સફળ બનાવવા માટે આપેલ સહકાર બદલ આભાર માનું છું.

આયોજનના ચેરમેન તરીકેની જવાબદારી સંભાળ્યા પછી આયોજનની પૂર્ણાહુતી સુધીમાં આવનાર અડચણોના નિરાકરણમાં હમેશાં મારી પડખે રહી માર્ગદર્શન આપવા બદલ પ્રમુખ શ્રી રામજી કરમસી તથા માજી પ્રમુખ શ્રી ખીમજીભાઈ લખમસીનો વિશેષ આભાર માનું છું. મહામંત્રી શ્રી મોહનભાઈ ધોળું તથા અન્ય મંત્રીશ્રીઓના યોગદાન માટે પણ આભારની લાગણી અનુભવું છું. સ્ટેન્ડીંગ સમિતિના સભ્યો પણ મહત્વના નિર્ણયોમાં સાથે રહી આપેલ સહકાર બદલ આભાર માનું છું. સમાજના ઈતિહાસમાં આજ સુધીનો સૌથી મોટાં કાર્યક્રમનું આયોજન હતું તેમાં પડદાપાછળ રહીને પણ ઘણા કાર્યકરોએ મને સાથ આપ્યો છે. તેઓ પણ ધન્યવાદને પાત્ર છે. મહોત્સવનો અહેવાલ પુસ્તકમાં આવરી લઈ સોવીનીયર રૂપે પ્રસિદ્ધ કરવા માટે જે મહેનત સોવિનિયર સમિતિએ કરી છે તેને પણ અભિનંદન સાથે આભારની લાગણી અનુભવું છું. આ સોવીનીયર હંમેશ માટે મહોત્સવનું સંભારણું બની રહેશે. અંતમાં સૌથી મહત્ત્વની વાત કહું તો બહોળી સંખ્યામાં જ્ઞાતિજનોએ હાજરી આપી શિસ્તમાં રહી કાર્યકર્તાના કાર્યોમાં સહકાર આપી મહોત્સવને યાદગાર બનાવવા બદલ ખૂબ ખૂબ ધન્યવાદ આપી વીરમું છું.

આપનો

**ગંગારામ હીરાલાલ સાંખલા**

ચેરમેન

સ્વર્ણિમ મહોત્સવ આયોજન સમિતિ



# સ્વર્ણિમ મહોત્સવ પ્રસંગે યુવાસંઘ પ્રમુખનું નિવેદન





સ્વર્ણિમ મહોત્સવની ઉજવણી ઘણા બધા પડકારો વચ્ચે પૂર્ણ થઈ ગઈ. ઘણી બાજુથી સમાજને સમજવાનો જાણવાનો મોકો મળ્યો. વડીલો સાથે કાર્ય કરવાનો અનેરો અવસર પ્રાપ્ત થયો ખૂબજ મોટું ભાથું મળ્યું. આ તબક્કે સમાજનો અને ખાસ કરીને પ્રમુખશ્રી રામજીભાઈ નાકરાણી, મહોત્સવ ચેરમેન શ્રી ગંગારામભાઈ સાંખલા તથા મહામંત્રીશ્રી મોહનભાઈનો વંદનસહ આભાર પ્રગટ કરું છું. તેમણે યુવાનોને સમાજની ધારામાં જોડીને યુવાસંઘનું સમાજમાં યોગ્ય મૂલ્યાંકન સ્થાપ્યું. તે સાથે યુવાસંઘે આ ભૂમિકાને અદા કરવા સમાજની સાથે કદમ મીલાવીને કાર્ય કર્યું અને સમાજના અભિન્ન અંગ તરીકે યુવાસંઘે જવાબદારી નિભાવી. આમ સ્વર્ણિયમ પર્વ એ યુવાનો માટે પણ અવીસ્મરણીય બની રહેશે.

આ સંદર્ભે યુવાસંઘના માધ્યમથી સ્વર્ણિમ પર્વના ૫૦ વર્ષ પછી કેટલીક ધારા પર ચિંતન કરવું અને તે પ્રમાણે સમાજની પરીસીમાનું ઘડતર કરવાની ખાસ જરૂર છે. સમાજની જે તે વખતની પરિસ્થિતિમાંથી યોગ્ય માપદંડ કાઢી તે આધારીત પ્રોજેક્ટ તૈયાર કરવા પર ભાર મુકવાની તાતી જરૂર છે. કોઈપણ પ્રોજેક્ટ, પ્રથા અથવા તો પધ્ધતિમાં જે ઉદ્દેશ્યને ધ્યાને રાખીને શરૂ કરાયા હોય તે ભાવ બદલાવો જોઈએ નહિં. સમાજ ઉત્થાન અને સર્વાંગીય વિકાસમાં વર્તમાન મુખ્ય હોદ્દેદારોમાં ઈચ્છાશક્તિની જેટલી પ્રબળતા વધુ તેટલી સફળતા વધુ મળે છે. હોદ્દેદારોમાં ઈચ્છાશક્તિની દ્રઢતાથી જ સમાજની અને રાષ્ટ્રની ઉન્નતિ વધુ બને છે. આવું મનોબળ ધરાવનાર કર્ણધારો તરીકે બિરાજે તે જવાબદારી સૌ જ્ઞાતિજન અને રાષ્ટ્રમાં પ્રજાની હોય છે. બિઝનેસ લીડરશીપ અને પબ્લીક લીડરશીપમાં આ બન્ને ક્ષેત્રે વિરોધાભાસી ફરક હોઈ કૂનેહ અને મુત્સદગીરી સમાજ કે રાષ્ટ્ર વહીવટ માટે ખાસ જરૂરી હોય છે.

માનવતા, કરુણા, સંસ્કારીતા, બૌધ્ધિકતા, પ્રફુલીતતા, કલ્પનાશીલતા જેવા સદ્‌ગુણો વિકસે તેમાંથી આર્થિક વિકાસ ઊભો થતો રહે તેવો સર્વાંગીય વિકાસ સાધવો. વ્યક્તિમાં અને ધંધાકીય સાહસોમાં સાતત્ય ટકી રહે તે અતિ જરૂરી છે. તેથી તે તરફની માર્ગદર્શિકા વિકસાવવી કે ઘડવી. આવું ચિંતન બેઠું થાય તેવા આયોજનો કે કાર્યક્રમો વિકસાવી સમાજનું કલેવર બદલવા દરેક નાનાંમોટાં યુવામંડળો અને સમાજોમાં કાર્ય હાથ ધરવાં તે સમયની માંગ છે. જેમાં સ્પેશ્યલ ટ્રેનરોને વિષય સોંપતાં પહેલાં લાયકાત જોઈને વર્કસોપ કે સેમિનારો સમયાંતર થતા રહેવા જોઈએ. સંતોને પણ ખાસ જોડવા પરંતુ કોઈ સંત વિષય બહાર જઈ ધાર્મિક અંધશ્રધ્ધા કે વ્યક્તિ પૂજામાં કે કોઈ સ્વાર્થ બાજુ દોરી જાય નહિં તેનું ધ્યાન રાખવું.

કોઈપણ વિકાસની વ્યાખ્યા એ વહીવટની પારાશીશી છે. જો રાબેતા મુજબનો વિકાસ હશે તો સમાજ કે રાષ્ટ્ર પાછળ રહી જાય. ભારતનો કે આપણા સમાજનો વિકાસ કુદરતી રીતે જ છે વહીવટીય રીતે જોવા મળતો નથી આટલો વિકાસ કોઈપણ માનવ કરતો જ હોય છે. તેમ અમેરીકા, જાપાન, જર્મની, ઈઝરાયલ જેવા દેશોએ વહીવટ ક્ષમતા અને વહીવટીય કુનેહથી વિકાસ સાધ્યો જે હાલમાં ચીને પણ વહીવટીય રીતે વિકાસ સાધ્યો. આપણા સમાજમાં હજુ પણ રાષ્ટ્રીય ઓળખ ધરાવતા ધંધાકિય ગ્રુપ અથવા વ્યક્તિત્વો હજુ નથી થયા. શહેર કક્ષાથી વધીને રાજ્ય કક્ષા અને રાષ્ટ્રીય કક્ષાએ નામ બોલાય તેવાનો હજુ આપણને ઈન્તજાર છે. તેથી યુવાસંઘે આ દિશામાં સમાજને લઈ જવા કમરકસી છે. પણ તે માટે વિશાળ કલ્પનાશક્તિ સમાજના દરેક લોકોમાં જગાવવી પડશે. તો જ ઈચ્છાશક્તિ વડે ભવિષ્યને કંડારી સર્વાંગીય વિકાસમાં માનવતા સાથે આર્થિક વિકાસ સાધી શકીશું.

સ્વર્ણીમ મહોત્સવ નિમિત્તે યુવાસંઘ દ્વારા ભારતભરમાં જૂદાજૂદા કાર્યક્રમો જેવા કે વસ્તી ગણતરી દ્વારા સમાજની દરેક માહિતી પરીવારની સગળી વિગતો આંગળીના ટેરવે ઓન લાઈન જાણી શકાય તે રીતે તૈયાર કરવામાં આવ્યાં. બિઝનેસ સેમિનારો અને વર્કશોપ વડે યુવા બિઝનેસમેનમાં સાતત્ય અને નવુંનવું જાણી વિકસવા માર્ગદર્શન મળી રહે તેવા કાર્યક્રમોનું આયોજન કરાયું. ગૃહિણી તાલીમ શિબિરો દ્વારા દિકરીઓમાં વાસ્તવિક ચિંતન મૂકવાનો પ્રયાસ કરવામાં આવ્યો. યુવા તાલીમ શિબીરનો પણ પ્રયોગ વડે યુવાનોમાં પણ નવ ચેતના અને સંસ્કારલક્ષી ભાથું મળી શકે તે રીતે આગામી સમાજની ધારામાં યોગ્ય તાલ મીલાવી શકે અને પોતાનો પણ વિકાસ સાધી શકે તેવો કોન્સેપ્ટ મૂકવામાં આવ્યો.



લી. જ્યંતિ કે. રામાણી (લાકડાવાળા)
સેન્ટ્રલ પ્રેસીડેન્ટ

# શુભેચ્છા સંદેશ



## શ્રી નરેન્દ્ર મોદી

મુખ્યમંત્રીશ્રી - ગુજરાત રાજ્ય

સામાજિક એક સૂત્રતાને અકબંધ રાખી સમાજ માટે પ્રેરક ઈતિહાસનું સર્જન કરતા રહેવું એ કોઈ પણ સામાજિક સંસ્થાનું મુખ્ય કર્તવ્ય કહેવાય.

પ્રગતિ તરફના મક્કમ પગલાં ભરવા માટે દરેક સમાજને સંસ્થારૂપી આધાર ઉપયોગી થઈ પડે છે. સંસ્કારોનું જતન અને એકતાના અજવાળા ક્ષિતિજો સુધી ફેલાવવામાં સંસ્થાનો સાથ અનિવાર્ય હોય છે.

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ તેની સ્થાપનાના સ્વર્ણિમ મહોત્સવની ઉજવણી ગુજરાતના સ્વર્ણિમ વર્ષ દરમ્યાન કરી રહ્યું છે તે જાણી આનંદ થયો.

સ્વર્ણિમ મહોત્સવની સફળતા માટે સમસ્ત શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના સભ્યોને શુભેચ્છાઓ પાઠવું છું.

સૌનો,

**શ્રી નરેન્દ્ર મોદી**

## દિલીપ સંઘાણી

મંત્રી - કૃષી, સહકાર, પશુપાલન, મત્સ્ય ઉદ્યોગ, ગૌસંવર્ધન, ગુજરાત રાજ્ય

અખિલ કચ્છ કડવા પાટીદાર સમાજ, નખત્રાણા કચ્છ સ્વર્ણિમ મહોત્સવ કરે છે તેના ઉજવણીના ઉપલક્ષ્યમાં તા. ૯મી મે ૨૦૧૦ ને રવિવારના રોજ સ્વર્ણિમ મહોત્સવનું આયોજન કરેલ છે અને સ્વર્ણિમ સમાજ વર્ષ તરીકે ઉજવનાર છે તે જાણી ખૂબ જ આનંદ થયો.

આ પ્રોગ્રામમાં મને આમંત્રિત કરવા બદલ સંસ્થાનો ખૂબ ખૂબ આભાર માનું છું. અને આગામી વર્ષોમાં સમાજ ખૂબ ખૂબ પ્રગતિ કરે તે માટે મારા આ સમાજ સાથે સંકળાયેલ તમામ આયોજકોને મારા અભિનંદન.

**દિલીપ સંઘાણી**
મંત્રીશ્રી

## डॉ. एम. वीरप्पा मोइली

मंत्री - केन्द्रीय कानून - भारत सरकार

यह जानकर अत्यन्त प्रसन्नता हुई कि आप द्वारा आगामी मई माह में (दिनांक ९ से १२ तक चार दिन) श्री कच्छ कडवा पाटीदार समाज की स्थापना के ५० वर्ष पूर्ण होने पर आयोजित होने वाले स्वर्णिम समाज, २०१०  महोत्सव के अवसर पर एक स्मारिक का प्रकाशन किया जा रहा हैं, एक सराहनीय कार्य हैं।

मुझे पूर्ण विश्वास है कि इस प्रकार की स्मारिका से समाज की अगली पीढ़ीयों में पूर्वजों के प्रति भक्तिभाव की अभिवृद्धि भी होगी एवं अन्य जानकारी भी मिलेगी। मेरा भी यह सौभाग्य है कि अपने इस संदेश के माध्यम से मैं अपना थोड़ा बहुत योगदान कर पा रहा हूं। ग्रन्थ के सफल प्रकाशन के लिए हार्दिक शुभकामनाएं तथा बधाई।

**डा. ए.म. वीरप्पा मोईली**

# સંપાદકીય



કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિની કેન્દ્રીય સંસ્થા અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું સુવર્ણ જયંતી વર્ષ સને ૨૦૦૯-૨૦૧૦માં ખૂબ જ શાનદાર રીતે ઉજવાયું અને વર્ષાન્તે ૯ થી ૧૨ મે ૨૦૧૦ ના કેન્દ્રીય સમાજનો સ્વર્ણિમ મહોત્સવ જ્ઞાતિની ગરીમાને છાજે એ રીતે ઉજવાયો એ સ્વર્ણિમ ક્ષણોને સ્મૃતિબધ્ધ કરવા એક સ્મરણિકા પ્રકાશિત કરવાનો સમાજે નિર્ણય કર્યો અને તેનું ઉત્તરદાયિત્વ અમારી સમિતિને શિરે મુકવામાં આવ્યું.

આ સ્મૃતિગ્રંથમાં સ્વર્ણિમ વર્ષ દરમ્યાન ભારતભરમાં સમાજની જુદી જુદી ૧૨ થીમ દ્વારા યોજાયેલા કાર્યક્રમોનું સંકલન કરવાનું હોવાથી વિગતો મેળવવામાં અમને ખૂબ જ મુશ્કેલી પડી અને થોડો વિલંબ પણ થયો. પરંતુ સમિતિના ઉત્સાહી સભ્યોએ સમાજના મંત્રીઓ અને જુદી જુદી થીમના કન્વીનરોનો સહયોગ લઇ શકય તેટલી માહિતી મેળવવાની કોશિશ કરી છે તેમ છતાં કેટલીક માહિતી સમયસર પહોંચી ન હોવાને કારણે આ પુસ્તકમાં સમાવિસ્ટ ના થઇ હોય તેવું પણ બન્યું હશે. તો જ્ઞાતિજનો ક્ષમ્ય ગણે.

આ સ્મૃતિગ્રંથના કેન્દ્રમાં સમાજનો સ્વર્ણિમ મહોત્સવ છે. ત્રણ દિવસના મહોત્સવ અને ચોથા દિવસે યોજાયેલ જ્ઞાતિના પંચમ અધિવેશનનો સચિત્ર અહેવાલ આ પુસ્તકમાં આવરી લેવાયો છે.

આ મહોત્સવમાં સન્માનિત કરાયેલ વિશિષ્ટ મહાનુભાવોની સચિત્ર ઝલક છે તો જ્ઞાતિની તેજસ્વી પ્રતિભાઓનું બહુમાન થયું તેની નોંધ પણ લેવાઇ છે. સમાજને રૂા. એક લાખથી વધુ દાન આપનારા દાતાઓની યાદી પણ અપાઇ છે. તો પોતાના મૂલ્યવાન સમયનું દાન આપી શ્રમદાન કરનાર જુદી જુદી સમિતિઓનો ઉલ્લેખ પણ આ પુસ્તકમાં કરાયો છે.

કેન્દ્રીય સમાજે ૧૯૬૦માં તેની સ્થાપના થી આજ લગી કરેલ વિકાસયાત્રાની ગૌરવગાથાનું આલેખન પણ આ પુસ્તકમાં કરાયું છે. સમાજની પાંખો સમા યુવાસંઘ અને મહિલાસંઘની પ્રવૃત્તિની નોંધ લેવામાં આવી છે.

સ્વર્ણિમ્ વર્ષ દરમ્યાન જુદી જુદી બાર રાશી જેવી બાર થીમ દ્વારા કરાયેલ સમાજોપયોગી કાર્યોની સંક્ષિપ્ત નોંધ પણ આ પુસ્તકના પાના પર આલેખાઇ છે.

જ્ઞાતિના પંચમ અધિવેશનમાં પસાર કરાયેલા ધારા ધોરણો લખવામાં આવ્યાં છે અને સમાજના આગેવાનોએ સ્વર્ણિમ મહોત્સવપૂર્વે કરેલી સંપર્ક યાત્રાનો સંક્ષિપ્ત અહેવાલ અપાયો છે.

સમાજના પ્રમુખશ્રી અને સ્વર્ણિમ્ મહોત્સવના ચેરમેનશ્રીના આ પુસ્તકના પ્રારંભમાં આપવામાં આવેલ નિવેદનોમાં સમાજ વિશેના તેમના વિચારોનું પ્રતિબિંબ ઝીલાયું છે.

કચ્છ કડવા પાટીદારોનો ઇતિહાસ લખવામાં અને સંપાદિત કરવામાં આ સમિતિના સભ્યોએ જે નિષ્ઠાપૂર્વકના પ્રયાસો કર્યા હતા.એ જ સમિતિ દ્વારા આ સોવિનીયર તૈયાર કરાયું છે અને તેમાં પણ પૂરા ખંત અને ધગશથી આ કાર્ય કરવાનો યત્ન કરાયો છે. આ સોવિનીયરમાં જરૂરી તમામ માહિતી પૂરી પાડવા બદલ સમાજના હોદ્દારોના અમે આભારી છીએ.

અમને સમાજના સ્વર્ણિમ મહોત્સવમાં જ્ઞાતિનો ઇતિહાસ અને સોવિનીયરનું સંપાદન કરવાનું કામ સોંપીને અમારી શકિતને જ્ઞાતિગંગાને ચરણે ધરવાની જે અમૂલ્ય તક આપી છે એ માટે અમે સમાજના ઋણી રહીશું.

જ્ઞાતિનો ઇતિહાસ સ્વર્ણિમ્ મહોત્સવ અગાઉ પ્રકાશિત થઇ ગયેલો હોવાથી તેમાં સ્વર્ણિમ્ મહોત્સવની ભવ્યતાથી થયેલ ઉજવણીનો અહેવાલ સમાવેશ ના થયો હોય એ સ્વાભાવિક છે. એ રીતે આ સ્મૃતિગ્રંથ પૂરક બની રહેશે અને સ્વર્ણિમ્ મહોત્સવની ઐતિહાસિક ઘડીઓને સાચવી રાખનાર ઐતિહાસિક દસ્તાવેજ બની રહેશે અને આવનાર પેઢી માટે પ્રેરણા પાથેય બની રહેશે એવું અમે માનીએ છીએ.



સમાજના સ્વર્ણિમ્ વર્ષનું સ્વર્ણિમ સંભારણું અને સ્વર્ણિમ નજરાણું આપ સૌ જ્ઞાતિજનોને ભેટ ધરતાં અમે આનંદ અને ગૌરવની લાગણી અનુભવીએ છીએ.

અબજી વિશ્રામ કાનાણી
કન્વીનર,
ઇતિહાસવિદ્ સોવિનીયર સમિતિ

# કચ્છના કડવા પાટીદારોનો ઇતિહાસ

## ઇતિહાસવિદ્ સોવિનીયર સમિતિ




અબજી વિશ્રામ કાનાણી
વિરાણી મોટી - મુંબઇ


રતિલાલ મનજી પોકાર
વાલ્કા મોટા - ભુજ


સી. કે. પટેલ
દયાપર - નખત્રાણા


પ્રેમજી ભાણજી કેશરાણી
અંગીયા નાના - મુંબઇ


દેવજી રામજી ભાવાણી
રસલીયા -સુરત


ઇશ્વરલાલ માવજી ભગત
કોટડા (જ.) - નખત્રાણા


કરસન વિશ્રામ પોકાર
કાદિયા મોટા - દિલ્હી


દેવશંકર સોમજી ઘનાણી
નખત્રાણા - વડોદરા


જયેશ સોમજી છાભૈયા
રાજપર - ભુજ


ભીમજી કરમશી જાદવાણી
રવાપર - ઇન્દોર


નથુભાઇ કરસન રંગાણી
ગઢશીશા - ભુજ

# અનુક્રમણિકા


| ક્રમ | વિગત | પેજ નંબર |
|---|---|---|
| ૦૧ | અ. ભા. ક. ક. પા. સમાજના ટ્રસ્ટીશ્રીઓ | ૦૧ |
| ૦૨ | અ. ભા. ક. ક. પા. સમાજના હોદ્દેદારશ્રીઓ | ૦૨ |
| ૦૩ | કેન્દ્રીય સામાજિક ન્યાય સમિતિ | ૦૨ |
| ૦૪ | અ. ભા. ક. ક. પા. સમાજના કારોબારી સભ્યશ્રીઓ | ૦૩ |
| ૦૫ | અ. ભા. ક. ક. પા. સમાજની ૫૦ વર્ષની ગૌરવગાથા | ૦૬ |
| ૦૬ | સ્વર્ણિમ મહોત્સવ ઉદ્‌ઘાટન સમારોહમાં ચેરમેનશ્રી ગંગારામભાઇ સાંખલાનું ઉદ્‌બોધન | ૧૦ |
| ૦૭ | સ્વર્ણિમ મહોત્સવ સંપર્કયાત્રા | ૧૨ |
| ૦૮ | અ. ભા. ક. ક. પા. સમાજ સુવર્ણ જયંતી મહોત્સવ | ૧૭ |
| ૦૯ | પંચમ્ અધિવેશન | ૨૩ |
| ૧૦ | સ્વર્ણિમ મહોત્સવની સચિત્ર ઝલક | ૨૪ |
| ૧૧ | પાટીદાર યુવા ઓલિમ્પીયાડ -૨૦૧૦ | ૪૪ |
| ૧૨ | પંચમ્ અધિવેશનમાં પસાર થયેલા જ્ઞાતિ રી-રિવાજોને લગતા નિયમો | ૪૭ |
| ૧૩ | શ્વેતપત્ર | ૫૦ |
| ૧૪ | દાન આપનાર-અપાવનાર દાતાશ્રીઓની યાદી | ૫૧ |
| ૧૫ | જ્ઞાતિની સન્માનિત વિશિષ્ટ પ્રતિભાઓ | ૫૬ |
| ૧૬ | સ્વર્ણિમ મહોત્સવની વિવિધ સમિતિઓ | ૬૨ |
| ૧૭ | જાહેરાત વિભાગ | |

# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના કર્ણધારો

## ટ્રસ્ટીશ્રીઓ


શીવદાસભાઇ ગોવિંદ છાભૈયા
ભુજ


લખમશીભાઇ લધા વાસાણી
મુંબઇ


લધાભાઇ વિશ્રામ પોકાર
મુંબઇ


ગંગારામભાઇ હીરાલાલ સાંખલા
ન્યુ દિલ્હી


વાલજીભાઇ શીવજી વાડીયા
જામનગર


દેવજીભાઇ માવજી લીંબાણી
ભુજ


વાલજીભાઇ નારણ ભગત
નાગપુર


લખમશીભાઇ નાચા દિવાણી
કોલકત્તા


લાલજીભાઇ શીવજી ભાવાણી
સુરત


શીવગણભાઇ શીવજી છાભૈયા
સિકન્દ્રાબાદ


ગોપાલભાઇ વાલજી ભાવાણી
કોલ્હાપુર

# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના કર્ણધારો

## હોદ્દેદારશ્રીઓ

### પ્રમુખશ્રી




રામજીભાઈ કરમશી નાકરાણી
રાયપુર

### ઉપ પ્રમુખશ્રીઓ


મનસુખભાઈ વિશ્રામ રૂડાણી
અમદાવાદ


દેવજીભાઈ રામજી ભાવાણી
સુરત


શામજીભાઈ નારાણ નાકરાણી
મુંબઈ

### મહામંત્રીશ્રી


મોહનભાઈ શીવજી ધોળુ
નાગલપર

### મંત્રીશ્રીઓ


વાલજીભાઈ હીરજી ચૌહાણ
દહાણુંરોડ


માવજીભાઈ સામજી છાભૈયા
નખત્રાણા


નરસિંહભાઈ નારાણ સાંખલા
અમદાવાદ

### ખજાનચીશ્રી


લાલજી હંસરાજ રામાણી
નખત્રાણા

### સહખજાનચીશ્રી


રતીલાલ અબજી લીંબાણી
નખત્રાણા

### ઓડીટરશ્રીઓ


અબજી વિશ્રામ કાનાણી
નવી મુંબઈ


ગંગારામ ભાણજી લીંબાણી
અમદાવાદ


ડાયાભાઈ હીરજી રામાણી
અમદાવાદ

## કેન્દ્રીય સામાજીક ન્યાય સમિતિ

| | | |
|---|---|---|
| ચેરમેનશ્રી | કરસનભાઈ લધાભાઈ દિવાણી | સિકન્દ્રાબાદ |
| મંત્રીશ્રી | શામજીભાઈ નારણભાઈ નાકરાણી | મુંબઈ |
| ખજાનચી | છગનભાઈ માવજીભાઈ રામાણી | નખત્રાણા |
| સભ્યશ્રી | કાંતિભાઈ હરિભાઈ લીંબાણી | મુંબઈ |
| સભ્યશ્રી | નારણભાઈ ખીમજીભાઈ ચૌહાણ | દુર્જાપર |
| સભ્યશ્રી | ડો.પ્રેમજીભાઈ રામજીભાઈ ઘોઘારી | ગાંધીધામ |
| સભ્યશ્રી | ધનજીભાઈ મેઘજીભાઈ જાદવાણી | નેત્રા |
| સભ્યશ્રી | મણીભાઈ ડાયાભાઈ પોકાર | રાણાઘાટ |
| સભ્યશ્રી | શિવજીભાઈ નાનજીભાઈ કાનાણી | ભુજ |
| સભ્યશ્રી | દયારામ લધારામભાઈ કાલરીયા | વિગોડી |
| સભ્યશ્રી | લધારામભાઈ અબજીભાઈ લીંબાણી | આણંદસર |
| સભ્યશ્રી | રેવાલાલ કરમશી પાટીદાર | મુન્દ્રા |
| સભ્યશ્રી | શ્રીમતી ગંગાબેન દેવજીભાઈ લીંબાણી | ભુજ |
| સભ્યશ્રી | શ્રીમતી દેવકાબેન શિવદાસ ધનાણી | નખત્રાણા |
| સભ્યશ્રી | શ્રીમતી કમલાબેન અંબાલાલ પોકર | જીયાપર |



ન્યાય સમિતિનો ફોટોગ્રાફ પેજ નંબર ૪૧ પર છે

# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ
## કારોબારી સભ્યશ્રીઓ



| | |
|---|---|
| માવજીભાઈ કેશરા ભગત | ભુજ |
| ઈશ્વરભાઈ માવજીભાઈ ભગત | નખત્રાણા |
| બાબુભાઈ હીરજીભાઈ ચૌહાણ | મુંબઈ |
| માવજીભાઈ કેશરા રામાણી | નખત્રાણા |
| ડૉ. પ્રેમજીભાઈ રામજી ગોગારી | ગાંધીધામ |
| પન્નાલાલ કરસન નાયાણી | રાયપુર |
| દયારામભાઈ લધા કાલરીયા | વિગોડી |
| મોહનભાઈ ખીમજી લીંબાણી | ભુજ |
| કરસનભાઈ પચાણ લીંબાણી | અમદાવાદ |
| કરસનભાઈ સામજી સેંઘાણી | સુરત |
| શરદભાઈ શાંતિલાલ માવાણી | નાસિક |
| વલ્લભભાઈ કરસન મૈયાત | અંકલેશ્વર |
| ધનજીભાઈ મનજી છાભૈયા | બેંગ્લોર |
| જશવંત દેવજીભાઈ સાંખલા | ઘડુલી |
| મણિલાલ વાલજીભાઈ પારસીયા | સુરત |
| ગંગારામભાઈ શીવદાસ રામાણી | ભુજ |
| કલ્યાણજીભાઈ હીરજી છાભૈયા | અમદાવાદ |
| દિનેશભાઈ ખીમજી મૈયાત | કલોલ |
| ડાયાલાલ હીરાલાલ દીવાણી | કોપરગાંવ |
| દેવજીભાઈ માધવજીભાઈ નાકરાણી | જોરાવરનગર |
| ગોવિંદભાઈ અબજીભાઈ સેંઘાણી | દુર્ગાપુર |
| ભવાનજીભાઈ ભાણજી રામાણી | બિદડા |
| શીવજીભાઈ નાનજી કાનાણી | ભુજ |
| રવજીભાઈ નાનજી દીવાણી | ભીવંડી |
| ભરતભાઈ શીવજીભાઈ પોકાર | સારસા |
| હરીલાલ નારાયણભાઈ ધોળુ | નાગલપર |
| મોહનલાલ કાનજીભાઈ લીંબાણી | નખત્રાણા |
| રતનશીભાઈ તેજાભાઈ લીંબાણી | અંકલેશ્વર |
| બાબુલાલ સામજી ચોપડા | જીયાપર |
| પ્રેમજીભાઈ કાનજી ભગત | કોટડા (જ) |
| **તામીલનાડુ ઝોન** | |
| રવજીભાઈ ભીમજી ભાદાણી | ચેન્નઈ |
| શીવગણભાઈ ખેતા વાસાણી | સેંગોટા |
| મુકેશભાઈ ધનજી હળપાણી | હોસુર |
| **આંધ્રપ્રદેશ ઝોન** | |
| વાલજીભાઈ ખેતાભાઈ સાંખલા | વિશાખાપટ્ટનમ |
| નારાયણભાઈ ધનજીભાઈ ભાદાણી | નિઝામાબાદ |
| રવજીભાઈ મુળજી ચૌધરી | સિકંદ્રાબાદ |

| | |
|---|---|
| **ઉત્તર કર્ણાટક ઝોન** | |
| નાનજીભાઈ ભીમજી પોકાર | બેલગામ |
| હરીભાઈ મેઘજીભાઈ જાદવાણી | હુબલી |
| વિનયકાન્ત પ્રેમજી રવાણી | લોકાપુર |
| **દક્ષીણ કર્ણાટક ઝોન** | |
| અરજણભાઈ હીરજી સાંખલા | મંડયા |
| પુરષોત્તમભાઈ મનજીભાઈ રવાણી | બેંગ્લોર |
| ખીમજીભાઈ પ્રેમજી પોકાર | નેલમંગલા |
| **છત્તીસગઢ ઝોન** | |
| કાન્તીભાઈ માવજી લીંબાણી | રાયપુર |
| નાનજીભાઈ સામજી રામાણી | કોરબા |
| ગોવિંદભાઈ નાનજી લીંબાણી | રાજનાંદગાંવ |
| **ઓરિસ્સા ઝોન** | |
| જાદવજીભાઈ ગોપાલ છાભૈયા | સમ્બલપુર |
| ચીમનભાઈ ગોવિંદ પોકાર | ગુજરપુર |
| નાનજીભાઈ અરજણ ધોળુ | બાલાસોર |
| **આસનસોલ ઝોન** | |
| અંબાલાલ હરદાસ ધોળુ | બાંકુરા |
| હરીલાલ અરજણ પોકાર | મદુપુર |
| મનજીભાઈ ડાયા પોકાર | રાણાઘાટ |
| **પશ્ચિમ બંગાળ ઝોન** | |
| રમણિકલાલ દેવજી રૂડાણી | કોલકત્તા |
| નારાયણભાઈ ખેતા રૂડાણી | કોલકત્તા |
| **બિહાર ઝારખંડ ઝોન** | |
| જેઠાલાલ શીવદાસ પોકાર | રાંચી |
| હરીલાલ શીવદાસ ખેતાણી | રાંચી |
| **મ.પ્ર. માલવા ઝોન** | |
| ભીમજીભાઈ કરમશી પોકાર | ઈન્દોર |
| વેલજીભાઈ દેવજી સોમજીયાણી | હરદા |
| **મ.પ્ર. મહાકોશલ ઝોન** | |
| રમણભાઈ વિરજી દડગા | જબલપુર |
| શાંતિલાલ ગંગારામ નાકરણી | જબલપુર |
| **ઉત્તર ભારત ઝોન** | |
| લક્ષ્મણભાઈ નાનજીભાઈ ચૌહાણ | ન્યુ દિલ્હી |
| રવીલાલ કરસન સેંઘાણી | ન્યુ દિલ્હી |
| **રાજસ્થાન ઝોન** | |
| નાનજીભાઈ રામજી પોકાર | ઉદયપુર |

# કારોબારી સભ્યશ્રીઓ

| | |
|---|---|
| ગંગારામભાઈ કાનજી રવાણી | જયપુર |
| **બૃહદ મુંબઈ ઝોન** | |
| રવજીભાઈ રામજીભાઈ ચોપડા | મુંબઈ |
| ઉમેશભાઈ ડાયાલાલ નાથાણી | મુંબઈ |
| કાન્તીલાલ નારણ સેંઘાણી | ડોમ્બીવલી |
| મુળજીભાઈ કરમશી ચૌધરી | ભીવંડી |
| કાન્તીલાલ હરીભાઈ લીંબાણી | મુંબઈ |
| નવીનભાઈ ડાયાભાઈ ધોળુ | મુંબઈ |
| **વિદર્ભ ઝોન** | |
| હરીભાઈ કરસન સાંખલા | નાગપુર |
| વાલજીભાઈ અબજી દીવાણી | નાગપુર |
| મગનભાઈ વાલજી ભાવાણી | અમરાવતી |
| **મધ્ય મહારાષ્ટ્ર ઝોન** | |
| પ્રહલાદભાઈ શીવજીભાઈ નાકરાણી | ઔરંગાબાદ |
| ખેતાભાઈ લખમશી રવાણી | નાસિક |
| શંકરભાઈ રાજારામ લીંબાણી | જલગાંવ |
| હરજીભાઈ દેવજીભાઈ દીવાણી | અહમદનગર |
| **દક્ષીણ મહારાષ્ટ્ર ઝોન** | |
| જેઠાભાઈ કેશરા પોકાર | કોલ્હાપુર |
| ચીમનલાલ ખેતશી ભગત | કણકવલી |
| **પુના સતારા ઝોન** | |
| સોમજીભાઈ મેઘજીભાઈ દીવાણી | નારાયણગાંવ |
| પ્રો. પુરષોત્તમભાઈ ખીમજી પોકાર | પૂણે |
| **દક્ષીણ ગુજરાત ઝોન** | |
| ભાણજીભાઈ કરમશી નાકરાણી | સુરત |
| છગનભાઈ વીરજીભાઈ સાંખલા | અંકલેશ્વર |
| શીવજીભાઈ માવજીભાઈ સાંખલા | બીલીમોરા |
| **મધ્ય ગુજરાત ઝોન** | |
| ધરમશીભાઈ લાલજીભાઈ ચૌહાણ | કપડવંજ |
| દેવશંકરભાઈ સોમજી ધનાણી | વડોદરા |
| જેઠાભાઈ ગોપાલભાઈ પોકાર | વઘાસી |
| **અમદાવાદ શહેર ઝોન** | |
| પ્રેમજીભાઈ જેઠા ભાવાણી | અમદાવાદ |
| મણિલાલ વિશ્રામ લીંબાણી | અમદાવાદ |
| માણેકલાલ ભીમજી રૂડાણી | અમદાવાદ |
| નાનજીભાઈ હંસરાજ છાભૈયા | અમદાવાદ |
| **ઉત્તર ગુજરાત ઝોન** | |
| રવજીભાઈ સોમજી ચૌધરી | નંદાસણ |
| ઈશ્વરભાઈ રતનશીભાઈ હળપાણી | કલોલ |
| તેજાભાઈ મનજીભાઈ ભાવાણી | પાલનપુર |
| **ઉત્તર સાબરકાંઠા ઝોન** | |
| નરસિંહભાઈ ધનજી રામાણી | ચોટાસણકંપા |
| કાન્તીભાઈ રાજાભાઈ પોકાર | બાવસરકંપા |
| **દક્ષીણ સાબરકાંઠા ઝોન** | |
| અમૃતભાઈ રતનશી રામાણી | રાજપરકંપા |
| પુનમભાઈ ખીમજીભાઈ ધોળુ | મડાસણકંપા |
| **સૌરાષ્ટ્ર ઝોન** | |
| ચંદ્રકાન્ત ભીમજીભાઈ સેંઘાણી | જસદણ |
| લીલાધર પરબતભાઈ પજવાણી | વેરાવળ |
| બાબુભાઈ લખમશી વાસાણી | સુરેન્દ્રનગર |
| **નખત્રાણા ઝોન** | |
| સુરેશભાઈ નારાયણભાઈ વાલાણી | વેસલપર |
| હિરાલાલ હંસરાજભાઈ ધનાણી | નખત્રાણા |
| **લખપત ઝોન** | |
| પુરષોત્તમભાઈ વિશ્રામ રવાણી | નેત્રા |
| હિમતલાલ કાનજીભાઈ પોકાર | વાલ્કા મોટા |
| **માંડવી ઝોન** | |
| નારાયણભાઈ ખીમજી ચૌહાણ | દુર્જાપર |
| ચંદુલાલ અબજીભાઈ પોકાર | માંડવી |
| **ભુજ ઝોન** | |
| કરશનભાઈ વાલજીભાઈ વેલાણી | ભુજ |
| સુરેશભાઈ મનજીભાઈ ચૌહાણ | ભુજ |
| **કોપ્ટ સભ્યશ્રી** | |
| પ્રિ. રતિભાઈ લધાભાઈ છાભૈયા | તલોદ |
| ચંદુભાઈ મનજીભાઈ પોકાર | મોરબી |
| વાલજીભાઈ કેશરાભાઈ નાકરાણી | મોરબી |
| માવજીભાઈ વસ્તાભાઈ છાભૈયા | વીરાણી મોટી |
| વાલજીભાઈ દેવજીભાઈ દીવાણી | કોલકત્તા |
| મેઘજીભાઈ પ્રેમજીભાઈ દીવાણી | કોટડા(જ.) |
| બાબુભાઈ વાલજીભાઈ ભગત | બેંગ્લોર |
| શામજીભાઈ હરજીભાઈ સેંઘાણી | મુંબઈ |
| **કાયમી આમંત્રીત સભ્યશ્રી** | |
| કરશનભાઈ લધાભાઈ દીવાણી | હૈદ્રાબાદ |
| ગૌરાંગભાઈ ખેતાભાઈ ધનાણી | કડોદરા |
| હરેશભાઈ રામાણી | બારડોલી |
| શ્રીમતી પ્રભાબેન દામજીભાઈ માકાણી | ભુજ |

# કારોબારી સભ્યશ્રીઓ

| | |
|---|---|
| શ્રીમતી સુશીલાબેન કાન્તીભાઈ પાટીદાર | ભુજ |
| રવીલાલ કેશરાભાઈ રામજીયાણી | મુંબઈ |
| જયેશભાઈ સોમજીભાઈ છાભૈયા | ભુજ |

## આમંત્રીત સભ્યશ્રી

| | |
|---|---|
| હંસરાજભાઈ દેવજીભાઈ ધોળુ | ભુજ |
| વસ્તાભાઈ કેશરા નાકરાણી | મોરબી |
| ધનજીભાઈ ગોવિંદભાઈ સેંઘાણી | રાજપર |
| રામજીભાઈ કરમશીભાઈ પોકાર | અમદાવાદ |
| રામજીભાઈ કરમશીભાઈ પોકાર | અમદાવાદ |
| કેશુભાઈ ધનજીભાઈ પારસીયા | ભુજ |
| મહેન્દ્રભાઈ જીવરાજભાઈ સેંઘાણી | મુંબઈ |
| પ્રેમજીભાઈ ભાણજીભાઈ કેશરાણી | નવી મુંબઈ |
| ભવાનજીભાઈ પેથાભાઈ સેંઘાણી | માંડવી |
| શાંતીલાલ પેથાભાઈ ચૌધરી | માંડવી |
| પુરષોત્તમભાઈ વાલજીભાઈ નાકરાણી | ગાંધીધામ |
| નથુરામ ધનજીભાઈ સેંઘાણી | મુંબઈ |
| લખમશીભાઈ દેવજીભાઈ સાંખલા | કલોલ |
| વેલજીભાઈ ડાયાભાઈ રૂડાણી | રાયપુર |
| જયસુખભાઈ હરજીભાઈ ડાયાણી | ધાવડા મોટા |
| બાબુલાલ દેવજીભાઈ દીવાણી | ગંગાપર |
| ખીમજીભાઈ લાલજીભાઈ જાદવાણી | કલ્યાણ |
| નથુભાઈ મનજીભાઈ ભાવાણી | ચેન્નઈ |
| રવજીભાઈ વિશ્રામભાઈ ભાદાણી | હોસુર |
| વાલજીભાઈ કરમશીભાઈ પોકાર | કઠલાલ |
| કરશનભાઈ વિશ્રામભાઈ પોકાર | ન્યુ દિલ્હી |
| વિનોદભાઈ પચાણભાઈ જાદવાણી | ફોન્ડા |
| રેવાલાલ કરમશીભાઈ પાટીદાર | મુંદ્રા |
| શીવગણભાઈ શીવજીભાઈ છાભૈયા | જબલપુર |
| રામજીભાઈ ભીમજીભાઈ ડાયાણી | જોરાવરનગર |
| શાંતિભાઈ અબજીભાઈ લીંબાણી | આણંદસર (વિ) |
| શ્રીમતી રૂક્ષ્મણીબેન દાનાભાઈ નાયાણી | ત્રીચી |
| ગંગાબેન હરીભાઈ સેંઘાણી | કોલકત્તા |

## પાટીદાર વિદ્યાર્થી ભવન-નખત્રાણા

કન્વીનરશ્રી

છગનભાઈ માવજીભાઈ રામાણી — નખત્રાણા

સહ કન્વીનરશ્રી

ભીમજીભાઈ હંસરાજભાઈ રામાણી — નખત્રાણા

## પાટીદાર કન્યા છાત્રાલય -નખત્રાણા

કન્વીનરશ્રી

ભગવાનભાઈ સામજીભાઈ ધોળુ — નખત્રાણા

સહ કન્વીનરશ્રી

રવજીભાઈ મેઘજીભાઈ બાથાણી — નખત્રાણા

## પાટીદાર કન્યા વિદ્યાલય / છાત્રાલય-ભુજ

કન્વીનરશ્રી

કાન્તીલાલ વિશ્રામભાઈ પાટીદાર — ભુજ

સહ કન્વીનરશ્રી

કેશુભાઈ શીવદાસભાઈ પટેલ — ભુજ

## પાટીદાર સમાજ વાડી- ભુજ

કન્વીનરશ્રી

હીરાલાલ હંસરાજભાઈ પોકાર — ભુજ

સહ કન્વીનરશ્રી

નારાયણભાઈ જીવરાજભાઈ રૂડાણી — ભુજ

## પાટીદાર સમાજ વાડી- ગાંધીધામ

કન્વીનરશ્રી

શાંતિલાલ કાનજીભાઈ વાસાણી — ગાંધીધામ

સહ કન્વીનરશ્રી

વાસુદેવભાઈ દેવજીભાઈ સાંખલા — ગાંધીધામ

## પાટીદાર વિદ્યાર્થી હોસ્ટેલ - વલ્લભવિદ્યાનગર

કન્વીનરશ્રી

મહેન્દ્રભાઈ કાનજીભાઈ પોકાર — કરમસદ

સહ કન્વીનરશ્રી

ચંદુલાલ વિશ્રામભાઈ ભાદાણી — વલ્લભવિદ્યાનગર

## પાટીદાર વિદ્યાર્થી હોસ્ટેલ- ભુજ

કન્વીનરશ્રી

શૈલેષભાઈ અરજણભાઈ ચૌહાણ — ભુજ

સહ કન્વીનરશ્રી

સુરેશ નારણભાઈ પોકાર — ભુજ

## પાટીદાર સમાજ વાડી - માંડવી

કન્વીનરશ્રી

શાંતિલાલ પેથા ચૌધરી — માંડવી

સહ કન્વીનરશ્રી

હરિલાલ નારણ ધોળુ

## પાટીદાર કુમાર છાત્રાલય - માંડવી

કન્વીનરશ્રી

ગોવિંદ અબજી સેંઘાણી

સહ કન્વીનરશ્રી

ભવાનજી નારણ સેંઘાણી

## પાટીદાર કન્યા છાત્રાલય - માંડવી

સહકન્વીનર

શ્રી શિવલાલ પેથા ધોળુ — દુર્ગાપુર

# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ

# ૫૦ વર્ષની ગૌરવગાથા



- ઈશ્વરભાઈ માવજી ભગત

પાટીદાર.... કડવા પાટીદાર... કચ્છ કડવા પાટીદાર ઈ.સ. ૨૦૦ થી ઈ.સ. ૧૫૦૦ સુધીમાં પાટીદારોનો ઈતિહાસ કડવા પાટીદાર સુધી પ્રચલિત બન્યો હતો. ઊંઝા, નડિયાદ, ખેડા વિસ્તાર પાટીદારોનો ગઢ ગણાતો. મા ઉમિયાના સંતાનો એકંદરે શાંતિથી જીવી રહ્યાં હતાં. ઈ.સ. ૧૫૨૪માં યમન દેશથી ધર્મ પ્રચારાર્થે આવેલ ઈમામશા બાવાના સંપર્કમાં આવવાથી જ્ઞાતિજનો એમના વિચારો તરફ આકર્ષાયા અને આગળ જતાં આદેશ મળતાં મહંમદ બેગડાના રાજ્ય શાસન હેઠળ આપણા પૂર્વજોને કચ્છમાં સ્થાયી થવા મોકલ્યા ત્યારથી આપણે પાટીદાર.... કડવા પાટીદાર... કચ્છ કડવા પાટીદાર કહેવાયા.

કચ્છમાં આવેલ કડવા પાટીદારોમાં અલ્પ શિક્ષણના કારણે અનેક રૂઢિઓએ પ્રવેશ કર્યો. સામાજિક અને ધાર્મિક અંધકારભર્યા વાતાવરણમાં સુધારાવાદી પ્રયત્નો છેલ્લાં ૨૦૦ વર્ષથી સતત થતા જ રહ્યા. પ. પૂ. કેશરા પરમેશ્વરાએ સુધારાવાદી કાર્યનો ૨૦૦ વર્ષ પહેલાં પ્રારંભ કરાવ્યો. જે સમયાંતરે સતત ચાલતો જ રહ્યો.

કચ્છ કડવા પાટીદાર સમાજની વિધિસર સ્થાપના થઈ તે પહેલાંનો પચાસ વર્ષનો ગાળો કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ માટે સંક્રાંતિનો સમય હતો તેમ કહીએ તો ખોટું નહીં ગણાય. કારણ કે એ સમયે જુનવાણી ધાર્મિક ખ્યાલો અને સામાજિક રિવાજો છોડી નવી સુધારાવાદી કેડી પર પ્રસ્થાન કરવાનો જ્ઞાતિ દ્વારા પ્રારંભ થઈ ચૂક્યો હતો. પ. પૂ. નારાયણજી રામજી લીંબાણીએ શરૂ કરેલા ધાર્મિક જનજાગરણ પ્રવૃત્તિને લોકોએ સારો પ્રતિસાદ આપ્યો. ધીરેધીરે ધાર્મિક પરિવર્તન તરફ આગળ વધવાનો દોર રહ્યો હતો એ જ રીતે વ્યવસાય અર્થે કચ્છ બહાર જતાં અન્ય જ્ઞાતિઓના સંપર્કમાં આવતા નવા સામાજિક ખ્યાલોનો ધીરેધીરે આવિર્ભાવ થવા લાગ્યો હતો. આગળ જતાં સૉ મિલો ને બિલ્ડિંગ કોન્ટ્રાક્ટરો જેવા વ્યવસાયોમાં સારો એવો વિકાસ સાધ્યો.

વિવિધ શહેરોમાં પહોંચેલ જ્ઞાતિજનોને શિક્ષણનું મહત્ત્વ સમજાવા લાગ્યું. શિક્ષણના અભાવે પડતી મુશ્કેલીનો અહેસાસ થવા લાગ્યો. પ. પૂ. શ્રી ઓધવરામજી મહારાજની પ્રેરણાથી સમાજમાં શિક્ષણ જાગૃતિ લાવવા અને ધાર્મિક અંધકાર દૂર કરવાના પ્રયત્નોએ વેગ પકડ્યો. ઈ.સ. ૧૯૪૪ના અરસામાં શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજની વિધિવત્ સ્થાપના કરવામાં આવી અને તેના સતત પ્રયત્નોથી વાંઢાય અને ધનસુરા ખાતે છાત્રાલયો બાંધવામાં આવ્યાં. એ જ રીતે કચ્છમાં નખત્રાણા તાલુકામાં કચ્છ કડવા પાટીદારોની વિશાળ વસ્તીને જોતાં નખત્રાણા ખાતે બોર્ડિંગ બનાવવામાં આવે તો સમગ્ર વિસ્તારનાં બાળકો શિક્ષણનો લાભ મેળવી શકે. સનાતન સમાજના તે સમયના આગેવાનોના વિચારોને અમલમાં મૂકવા માટે તા. ૨૨-૫-૧૯૫૭ ના કોટડા (જ.) ગામે ભીમજી કેશરા લીંબાણી (સલાટ)ના નિવાસ સ્થાને કચ્છનાં ગામે ગામના જાગ્રત આગેવાનોની સભા મળી. સભામાં પ.પૂ.શ્રી ઓધવરામજી મહારાજના નખત્રાણા ખાતે બોર્ડિંગ બનાવવા માટેના પ્રયત્નો અને જાગ્રત આગેવાનો દ્વારા થયેલ પ્રયાસોની માહિતી આપવામાં આવી.

પ.પૂ. મહારાજના સ્વર્ગવાસ બાદ વાંઢાયમાં થયેલ ચર્ચાથી દરેકને માહિતગાર કરેલ. આ સભામાં પ. પૂ. ઓધવરામજી મહારાજે સમાજ માટે સેવેલી આકાંક્ષાઓને મૂર્ત સ્વરૂપ આપવા નખત્રાણા ખાતે પાટીદાર વિદ્યાર્થી ભવન બનાવવાનો સર્વાનુમતે નિર્ણય લેવામાં આવ્યો. સાથે સાથે કચ્છ કડવા પાટીદાર સમાજ જેવી વિશાળ સંસ્થાની ભૂમિકા તૈયાર કરવામાં આવી. આ જ સભામાં સામાજિક પ્રવૃત્તિને પણ નજર સમક્ષ રાખીને ભુજ અને માંડવી ખાતે સમાજ વાડીઓ બનાવવાનો નિર્ણય લેવામાં આવ્યો.

હાથમાં લીધેલ ભગીરથ કાર્યને સાકાર સ્વરૂપ આપવા એડહોક કમિટીની નિમણૂક કરવામાં આવી.

**પ્રમુખ :** શ્રી પરબતભાઈ લખુભાઈ પોકાર (મથલ)
**ઉપપ્રમુખ :** શ્રી શિવદાસભાઈ કાનજી નાકરાણી (વિરાણીમોટી)
**મંત્રી :** શ્રી કરસનભાઈ શિવદાસ દિવાણી (વિરાણીમોટી)
**સહમંત્રી :** શ્રી વિશ્રામ કાનજી (દેશલપુર) (ગુ.)
**ખજાનચી :** શ્રી ભીમજીભાઈ કેશરા લીંબાણી (કોટડા) (જ.)

કોટડા (જ.) ખાતેની મિટિંગમાં લેવાયેલ નિર્ણય અનુસાર નખત્રાણાની શેઠ કે. વી. હાઈસ્કૂલની બાજુમાં ૧૫૬૦૯ ચોરસ વારનો વિશાળ પ્લોટ ખરીદવામાં આવ્યો અને તેના પર દૂરંદેશી વડીલોએ ભવિષ્યને નજર સમક્ષ રાખીને વિદ્યાર્થી ભવનની વિશાળ ઈમારતનું બાંધકામ તા. ૧૫-૧-૫૮ ના રોજ ખાતમુહૂર્ત કરી શરૂ કરાવ્યું. ખર્ચને પહોંચી વળવા સમાજના આગેવાનોએ ભારતભરમાં ફરીને ફંડ એકત્ર કર્યું. નખત્રાણામાં બાંધકામ ચાલી રહ્યું હતું તે દરમ્યાન થોડા વિદ્યાર્થીઓને નખત્રાણાના જૂના લક્ષ્મીનારાયણ મંદિરના મેડા પર રહેવાની કામચલાઉ સુવિધા ઊભી કરવામાં આવી હતી.

ગુજરાતમાં એ સમયે આટલું વિશાળ બાંધકામ ધરાવતું

વિદ્યાર્થી ભવન ભાગ્યે જ હશે. આવા ભવ્ય ભવનનો ઉદ્‌ઘાટન સમારંભ પણ ભવ્ય જ હોવો જોઈએ એવી સૌની ઈચ્છા હતી. સાથે સાથે સમાજને બંધારણીય દરજ્જો આપવા જ્ઞાતિની પરિષદ બોલાવવાનું આયોજન ગોઠવાયું. જે મુજબ તા. ૧૦-૫-૧૯૬૦ ના રોજ પાટીદાર વિદ્યાર્થી ભવનના ગ્રાઉન્ડમાં જ જ્ઞાતિની પરિષદ ભરવામાં આવી. જ્ઞાતિના અગાઉના નામમાં થોડા ફેરફારો સાથે શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજના નામ હેઠળ નવા બંધારણને બહાલી આપવામાં આવી. એ જ પરિષદમાં શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજના સમયેથી ચાલ્યા આવતા જ્ઞાતિના ધારાધોરણમાં પણ સમયાનુસાર સુધારાવધારા સાથે શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજના ધારાધોરણના નામે સર્વાનુમતે બહાલી આપવામાં આવી.



તા. ૧૧-૫-૧૯૬૦ ના શુભ દિને પાટીદાર જ્ઞાતિજનોની વિશાળ હાજરીમાં ખૂબ જ ઉત્સાહ અને ઉમંગના વાતાવરણમાં વિદ્યાર્થી ભવનને ખુલ્લું મૂકવામાં આવ્યું.

નવા બંધારણ મુજબ ટ્રસ્ટી મંડળ, હોદ્દેદારો અને કારોબારીની રચના કરવામાં આવી.

### શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ - નખત્રાણા

### ટ્રસ્ટી મંડળ

(૧) શ્રી પરબત લખુભાઈ (મથલ)
(૨) શ્રી અરજણ રામજી (ભુજ)
(૩) શ્રી ભીમજી કેસરા (કોટડા)
(૪) શ્રી નારાયણ શિવજી (વીરાણી)
(૫) શ્રી શિવજી જેઠાભાઈ (કોટડા)

### કાર્યવાહક સમિતિ

| | |
|---|---|
| ૧. શ્રી શિવદાસભાઈ કાનજી (મુંબઈ) વીરાણીવાળા | પ્રમુખ |
| ૨. શ્રી પરબત લખુભાઈ (મથલ) | ઉપપ્રમુખ |
| ૩. શ્રી અરજણ રામજી (ભુજ) | ઉપપ્રમુખ |
| ૪. શ્રી ભીમજી કેસરા (કોટડા) | ખજાનચી |
| ૫. શ્રી ખીમજી નાગજી (મથલ) | મંત્રી |
| ૬. શ્રી પ્રેમજી પુંજાભાઈ (વિથોણ) | સહમંત્રી |
| ૭. શ્રી લધાભાઈ હરજી (વીગોડી) | સહમંત્રી |
| ૮. શ્રી નારાયણ શિવજી (વીરાણી) | સભ્ય |
| ૯. શ્રી શિવજી જેઠાભાઈ (કોટડા) | સભ્ય |
| ૧૦. શ્રી વિશ્રામ કાનજી (દેશલપુર (ગું) ) | સભ્ય |
| ૧૧. શ્રી ખીમજી કચરાભાઈ (રવાપર) | સભ્ય |
| ૧૨. શ્રી રામજી નારણ (નાગપુર) નખત્રાણાવાળા | સભ્ય |
| ૧૩. શ્રી નારણ કાનજી (અંગીઆ) | સભ્ય |
| ૧૪. શ્રી શિવદાસ કચરાભાઈ (નેત્રા) | સભ્ય |
| ૧૫. શ્રી હીરાલાલ ગોપાલ (રસલીઆ) | સભ્ય |
| ૧૬. શ્રી હંસરાજ દાનાભાઈ (કલકત્તા) નખત્રાણાવાળા | સભ્ય |
| ૧૭. શ્રી ધનજી હરજી (ભડલી) | સભ્ય |
| ૧૮. શ્રી કરસન ધનજી (લક્ષ્મીપર) | સભ્ય |
| ૧૯. શ્રી ડાહ્યાભાઈ તેજાભાઈ (ટોડીઆ) | સભ્ય |
| ૨૦. શ્રી લાલજી કરસન (દુર્ગાપુર) | સભ્ય |
| ૨૧. શ્રી માવજી ધનજી (મુંબઈ) નખત્રાણાવાળા | સભ્ય |
| ૨૨. શ્રી કરસન લાલજી (દયાપર) | સભ્ય |
| ૨૩. શ્રી વેલજી કાનજી (ટોડીઆ) | સભ્ય |
| ૨૪. શ્રી કાનજી ભીમજી (મદ્રાસ) ખોંભડીવાળા | સભ્ય |
| ૨૫. શ્રી હીરજી કેસરા (કોટડા) | સભ્ય |
| ૨૬. શ્રી કરસન ભીમજી (કોટડા) | સભ્ય |
| ૨૭. શ્રી કરસન શિવદાસ (વીરાણી) | સભ્ય |
| ૨૮. શ્રી નથુભાઈ નાનજી (નખત્રાણા) | સભ્ય |
| ૨૯. શ્રી પ્રેમજી કરમસી (કુરબોઈ) | સભ્ય |
| ૩૦. શ્રી પચાણ શિવજી (નાગપુર) વીરાણીવાળા | સભ્ય |
| ૩૧. શ્રી ભાણજી પચાણ (નખત્રાણા) | સભ્ય |
| ૩૨. શ્રી માવજી હીરજી (જબલપુર) વીરાણીવાળા | સભ્ય |
| ૩૩. શ્રી કરસન ખીમજી (અમદાવાદ) અંગીયાવાળા | સભ્ય |
| ૩૪. શ્રી અરજણભાઈ કાનજી (ખેડોઈ) | સભ્ય |
| ૩૫. શ્રી ભીમજી વસ્તા (દેશલપુર-મંજલ) | સભ્ય |

જ્ઞાતિ પરિષદ વખતે આપણી જ્ઞાતિની વસ્તી ગણતરીનો વિચાર કરવામાં આવ્યો હતો તે અનુસાર દરેક ગામેથી આંકડાઓ મેળવવામાં આવ્યા હતા. એ આંકડાઓ અનુસાર ૧૯૬૦માં આપણી જ્ઞાતિના કચ્છનાં ૧૧૨ ગામો હતાં જેમાં ૬૩૦૦૦ ની સંખ્યા હતી. ગુજરાતના નાનામોટા લગભગ ૪૦૦ કંપાઓમાં આપણી સંખ્યા ૬૦,૦૦૦ આસપાસ હતી. કચ્છ અને કંપાઓ સિવાયના સમસ્ત ભારતમાં ૨૨,૦૦૦ ની વસ્તીની સંખ્યા હતી. આમ આપણી જ્ઞાતિની સમસ્ત સંખ્યા અંદાજે ૧,૪૫,૦૦૦ જેટલી થયેલ.

કચ્છ કડવા પાટીદાર સમાજને બંધારણીય સ્વરૂપ આપવામાં આવ્યું તે પૂર્વેનો ૧૯૫૧ થી ૧૯૬૦નો તબક્કો સમાજ માટે સામાજિક અને શૈક્ષણિક વિકાસની નક્કર ભૂમિકા પૂરી પાડનારો બની રહ્યો. ઈ.સ. ૧૯૬૦ થી ૧૯૭૨ સુધીના સમયગાળા દરમ્યાન શ્રી શિવદાસ કાનજી નાકરાણીના પ્રમુખપદ હેઠળની ટીમે વિકાસની ઈમારત ઊભી કરવા માટેનો પાયો નાંખ્યો. દિન-પ્રતિદિન જ્ઞાતિનું સમગ્રતયા આર્થિક સ્તર ઊંચું આવતું જતું હતું. સાથે સાથે ખેતી છોડીને વેપાર-ઉદ્યોગમાં ઝંપલાવનારાં કુટુંબોની સંખ્યા પણ વધવા લાગી. ધંધાના વિકાસ માટે બાળકોમાં ઉચ્ચ શિક્ષણની જરૂરિયાત જણાઈ. કચ્છમાં ખેતી ચાલુ રાખીને

કચ્છ બહાર ધંધા-રોજગાર જમાવનારાઓએ પોતાનાં બાળકોના કૉલેજ શિક્ષણ માટે ગંભીરતાથી વિચારવાનું શરૂ કર્યું. કચ્છમાં કૉલેજોની સુવિધા માત્ર ભુજ, માંડવી અને આદીપુરમાં જ હતી. અને ત્યાં રહેવા-જમવા માટે સમાજવાડી સિવાય કોઈ જ સુવિધા નહોતી. ભુજ સમાજવાડીમાં થોડા રૂમો વધારીને તેમાં કૉલેજશિક્ષણ મેળવવા આવનાર વિદ્યાર્થીઓને હોસ્ટેલ સુવિધા આપવામાં આવી.

શિક્ષણનો વ્યાપ વધતાં સમાજમાં ધીરેધીરે જાગૃતિ વધવા લાગી. સમાજની યુવાશક્તિમાં ચેતનાનો સંચાર થયો. ઈ.સ. ૧૯૭૨માં કચ્છ કડવા પાટીદાર સમાજના પ્રમુખપદનું સુકાન શ્રી ખીમજીભાઈ નાગજી લીંબાણી (માસ્તર) મથલવાળાએ સંભાળ્યું. યુવા શક્તિને પ્રોત્સાહન મળ્યું. કોલકાતામાં સ્થાયી થયેલ યુવકો દ્વારા ભારતભરમાં સ્થપાયેલ કેટલાંક યુવક મંડળો અને જાગ્રત યુવકોનો સંપર્ક સાધવામાં આવ્યો. સૌના વિચારો એક થતાં સમાજરચનાની જેમ જ સમગ્ર યુવા મંડળોને અખિલ ભારતીય ધોરણે એકસૂત્રે બાંધી યુવા શક્તિને સામાજિક કાર્યો તરફ વળાંક અપાયો. કોલકાતા ખાતે જ સ્નેહમિલનનું આયોજન થયું જેમાં યુવા સંઘની સ્થાપના કરવાનો નિર્ણય લેવાયો. એડહોક સમિતિની રચના કરવામાં આવી. આધુનિક વિચારસરણી સાથેના સામાજિક રીતરિવાજોમાં પરિવર્તન માટે યુવક સંઘ દ્વારા અધિવેશનની માંગણી કરવામાં આવી.

ઈ.સ. ૧૯૭૭ માં સમાજનું દ્વિતીય અધિવેશન તેમ જ યુવક સંઘનું પ્રથમ અધિવેશન યોજાયું. એ જ જગ્યાએ મહિલાઓનું વિશાળ મિલન યોજાયું. સમય અનુસાર ધારાધોરણમાં સુધારાવધારા કરાયા. યુવક સંઘને બંધારણીય સ્વરૂપ આપીને સમગ્ર ભારતની વસ્તીના આધારે હોદેદારોની વરણી કરવામાં આવી. આ અધિવેશનમાં ભુજ ખાતે હોસ્ટેલ ઊભી કરવાનો નિર્ણય કરવાને બદલે નખત્રાણા ખાતે હૉસ્પીટલ ઊભી કરવાનો ઝડપથી ભૂલ ભરેલ નિર્ણય લેવામાં આવ્યો. તે માટે ફંડ અને સરકારી જમીન સંપાદનની કાર્યવાહી કરવામાં આવી. સમય જતાં બધાને સમજાયું અને હૉસ્પીટલ બનાવવાનું નક્કી થયું. આ જ અધિવેશનમાં સમાજના વસ્તીપત્રકનું પ્રકાશન કરવાનો નિર્ણય થયો હતો. તે માટેની સમિતિએ વ્યક્તિદીઠ રૂા. ૧ એકત્ર કરેલ પરંતુ કેટલાક ભાઈઓને આ સામાજિક પ્રવૃત્તિમાં ધાર્મિક પ્રવૃત્તિની ગંધ આવતાં કુટુંબની વિગતો અને રકમ ન આપી અસહકાર જેવું વલણ પ્રદર્શિત કરેલ. જેના કારણે વસ્તી ગણતરીનું કાર્ય પડતું મૂકેલ.

ઈ.સ. ૧૯૭૨માં ભુજમાં હોસ્ટેલ બાંધવા માટે ખરીદ કરાયેલ જમીન પર અલાયદી હોસ્ટેલ બાંધવા માટે જરૂરી ફંડ અપૂરતું હતું. શૈક્ષણિક ઉત્કર્ષના આ ઉમદા કાર્ય માટે સમાજના આગેવાનો ભંડોળ એકત્ર કરવા ભારતના ખૂણે ખૂણે અને કચ્છના ગામડે ગામડે ઘૂમી વળ્યા અને ભુજમાં ૨૨ લાખના ખર્ચે હોસ્ટેલનું અદ્યતન મકાન ૧૯૮૬માં ખુલ્લું મૂકવામાં આવ્યું.

સમાજના સર્વાંગી વિકાસ માટે સમાજના અર્ધા અંગ સમી સ્ત્રી- શક્તિ કેળવાયેલી હોય એ આવશ્યક અને અનિવાર્ય પણ છે. એક તબક્કે પાટીદાર સમાજમાં દીકરા-દીકરીનાં શિક્ષણની અસમાનતાને પરિણામે કન્યાવિક્રય જેવી બદી ઘૂસવાનો આરંભ થયો હતો પરંતુ યુવક સંઘની અગમચેતી અને અથાગ પ્રયત્નના પરિણામે તે દૂષણને ઊગતું જ ડામી દેવામાં આવ્યું. સમગ્ર રીતે કન્યાઓને શિક્ષણ આપવું એ સમયની માંગ સમજાઈ. પ્રાથમિક શિક્ષણથી જ ઈતિશ્રી કરતાં વાલીઓ પોતાની કન્યાઓને માધ્યમિક શિક્ષણ અપાવવા તત્પર બન્યાં. ભુજમાં ૧૯૮૧માં જ સમાજવાડીના રૂમોમાં પ્રાયોગિક ધોરણે કન્યા છાત્રાલયની શરૂઆત કરવામાં આવી હતી જેમાં વિના મૂલ્યે ભોજન સુવિધા પણ ઉપલબ્ધ કરાવવામાં આવી હતી. આગળ જતાં સમાજના કર્ણધારોને સમજાયું કે કન્યા કેળવણીને વધુ પ્રોત્સાહન આપવું હશે તો પાટીદારોની વધુ વસ્તી ધરાવતા નખત્રાણા તાલુકાના મુખ્ય મથક નખત્રાણા ખાતે કન્યા છાત્રાલય ઊભું કરવું જોઈએ.

ઈ.સ. ૧૯૮૫માં સમાજના તૃતીય અધિવેશનનું આયોજન કરવામાં આવ્યું. સાથે સાથે યુવક સંઘ અને મહિલાઓનું બીજું સંમેલન યોજવામાં આવ્યું. ૧૯૬૦માં પાટીદાર વિદ્યાર્થી ભવનની સ્થાપના થયેલ તેને ૨૫ વર્ષ પણ પૂર્ણ થતાં હોઈ રજત જયંતી મહોત્સવ ધામધૂમથી ઊજવવામાં આવ્યો. માજી વિદ્યાર્થીઓનું સંમેલન યોજવામાં આવ્યું. તેમ જ અધિવેશનમાં સમય પ્રમાણે જરૂરી ફેરફારો કરવામાં આવ્યા.

કચ્છમાં સમાજ દ્વારા સંચાલિત પ્રવૃત્તિ થઈ રહી હતી. ત્યારે શિક્ષણને વેગ આપવા કચ્છ અને સાબરકાંઠામાં સ્થાનિક લેવલે પણ હાઈસ્કૂલો અને હોસ્ટેલોનાં નિર્માણકાર્ય કરવામાં આવ્યાં. આજે પણ તેનું સંચાલન સમાજના શિક્ષિત અને જાગ્રત સભ્યો, દ્વારા થઈ રહ્યું છે.

નખત્રાણા ખાતે સિદ્ધાંતમાં સ્વીકારાયેલ કન્યા છાત્રાલય માટે પશ્ચિમ બંગાળના ભાઈઓ દ્વારા ૧૨ લાખના ફાળાથી શરૂઆત કરવામાં આવતાં વડીલોનો ઉત્સાહ વધ્યો. નખત્રાણાના બસ સ્ટૅન્ડ પાસે જ કન્યા હાઈસ્કૂલની બાજુમાં કન્યા છાત્રાલયના શ્રી પ્રેમજી પુંજા પટેલના પ્રમુખપદ હેઠળ ચતુર્થ અધિવેશનની સાથે અદ્યતન મકાનનું નિર્માણ કરવામાં આવ્યું. તા. ૨૮-૪-૧૯૯૩ના રોજ વિધિવત્ ખુલ્લું મૂકવામાં આવ્યું. આ જ સમયે માંડવી ખાતે વિદ્યાર્થી છાત્રાલયના અદ્યતન મકાનનું બાંધકામ પણ પૂરજોશથી ચાલી રહ્યું હતું. જેની જવાબદારી માંડવી વિસ્તારના ભાઈઓએ ખૂબ જ ઉત્સાહપૂર્વક સંભાળી. તા.

૧૭-૪-૧૯૯૪ ના રોજ વિધિવત્ ઉદ્‌ઘાટન કરવામાં આવ્યું. વિશેષ દૂરંદેશી વાપરી ભવિષ્યમાં કન્યા છાત્રાલયના મકાન માટે રૂા. ૮ લાખના ખર્ચે જમીનનો વિશાળ પ્લૉટ પણ ખરીદવામાં આવ્યો.

નખત્રાણા અને માંડવીની જેમ જ આ સમયે ગાંધીધામ ખાતે જ્ઞાતિજનોને ઊતરવા સમાજવાડીની આવશ્યકતા ઊભી થતાં સમાજવાડીના બાંધકામની જવાબદારી સ્થાનિકે સોંપવામાં આવેલ જેમાં જરૂરિયાત મુજબનું બાંધકામ કરી સમાજવાડી ખુલ્લી મૂકવામાં આવેલ.

ગુજરાતમાં અભ્યાસનું કાશી જણાતા વલ્લભ વિદ્યાનગર ખાતે યુવક સંઘ દ્વારા ઉચ્ચ શિક્ષણ મેળવતા વિદ્યાર્થીઓ માટે છાત્રાલયનું નિર્માણ કરવામાં આવ્યું.

સમાજના પ્રમુખપદે સમયાંતરે શ્રી પ્રેમજીભાઈ પુંજા પટેલ ત્યારબાદ શ્રી મણિલાલ પુંજા પટેલ અને ફરીથી શ્રી પ્રેમજીભાઈ પુંજા પટેલના પ્રમુખપદ હેઠળ સમાજમાં વિકાસનાં કાર્યો થઈ રહ્યાં હતાં. શ્રી ખીમજીભાઈ લખમશી લીંબાણીના પ્રમુખપદ હેઠળ ભુજના અદ્યતન ૮ માળના કન્યા છાત્રાલયની ઉદ્‌ઘાટન અંગેની ચર્ચાઓ ચાલી રહી હતી તે વચ્ચે તા. ૨૬-૧-૨૦૦૧ ના રોજ સમગ્ર કચ્છને ખેદાનમેદાન કરતો અને હજારો લોકોને મોતની ગોદમાં સુવાડનાર ગોઝારો ભૂકંપ કચ્છ પર ત્રાટક્યો. કચ્છમાં સમાજની બિલ્ડિંગોને નુકસાન થયું. સાથે કચ્છમાં પાટીદારોનાં ગામોમાં અનેક લોકો બેઘર બન્યા. અનેકે પોતાના સ્નેહીઓ ગુમાવ્યા. આવી વિપદ પરિસ્થિતિમાં કચ્છ બહાર સ્થાયી થયેલ પાટીદારો માદરે વતનની વહારે ચડ્યા. સેંકડો ટ્રકો રાશન, સાધનસામગ્રીના રૂપમાં કચ્છમાં મોકલાવાયું. સમાજે તુરંત જ વગર વ્યાજની લોન સખી દાતાઓ પાસેથી મેળવી જરૂરિયાતમંદોને વિતરિત કરી પોતાનો સમાજ ધર્મ નિભાવ્યો.

ભૂકંપનો ભોગ બનેલ નખત્રાણાના બોર્ડિંગ બિલ્ડિંગના રીપેરિંગ બાદ અન્નપૂર્ણા ભવનનું પાછળથી નવું બાંધકામ કરવામાં આવ્યું. જેમાં બોર્ડિંગના માજી વિદ્યાર્થીઓ દ્વારા ખૂબ જ મોટી રકમનું દાન સમાજને અર્પણ કરવામાં આવેલ. એ જ રીતે કડવા પાટીદારોનાં કુળદેવી મા ઉમિયાનું વાંઢાય ખાતેનું મંદિર પણ ભૂકંપમાં જર્જરિત થતાં નવી જગ્યાએ મંદિરનું નિર્માણ કરવામાં આવ્યું જેને બહોળી હાજરી વચ્ચે ખુલ્લું મુકાયું.

ભુજમાં બંધાયેલ અદ્યતન કન્યા છાત્રાલય બિલ્ડિંગમાં જ નીચેના ભાગે કન્યા વિદ્યાલય (હાઈસ્કૂલ) જૂન ૨૦૦૨ થી શરૂ કરવામાં આવ્યું. જેમાં ધો. ૮ થી ૧૦ ના વર્ગો ચાલી રહ્યા છે.

સમાજનો બહોળો વર્ગ જ્યારે કચ્છને બદલે સમગ્ર ભારતમાં ધંધાર્થે પથરાઈ ગયો ત્યારે દરેક જગ્યાએ સ્થાનિક સમાજો મજબૂત બનતા ગયા. સ્થાનિક પ્રવૃત્તિ જે થતી હોઈ કેન્દ્રીય સમાજ સાથેના સંપર્કો ઓછા થવા લાગ્યા હતા. આ સમયે ઈ.સ. ૨૦૦૨ થી ૨૦૦૫ દરમ્યાન કેન્દ્રીય સમાજના પ્રમુખસ્થાને શ્રી વાલજીભાઈ શિવજી વાડીયા આવ્યા. પ્રમુખશ્રી અને તેમની ટીમ દ્વારા સમાજ-વિકાસ યાત્રાના નામે સમગ્ર ભારતનો પ્રવાસ યોજ્યો. ''કેન્દ્રીય સમાજ આપણો સમાજ''નું સૂત્ર ગુંજતું કર્યું. વિકાસ યાત્રામાં દેખાયેલ અધુરાશો પૂર્ણ કરવા સમાજમાં ઝોન પદ્ધતિ અમલમાં લાવવામાં આવી. સમગ્ર ભારતને ૨૯ ઝોન બનાવીને એ મુજબ સભ્યોની નિમણૂક કરવામાં આવી. એ જ સમયગાળા દરમ્યાન સમાજમાં વર્ષોથી ઘર કરી ગયેલ સતપંથ સનાતન વિવાદોના સમાધાન માટેના પ્રયત્નો તેજ કરવામાં આવ્યા.

ઈ.સ. ૧૯૭૭ ના નખત્રાણા ખાતેના બીજા અધિવેશનમાં નખત્રાણા ખાતે હૉસ્પીટલ બનાવવાનો નિર્ણય લેવાયો તે કાર્યને ૨૫ વર્ષ બાદ હાથ પર લેવામાં આવ્યું. તા. ૧૬-૧૦-૨૦૦૫ ના રોજ 'દેવાશિષ' હૉસ્પીટલના નામકરણ સાથે ઉદ્‌ઘાટન કરવામાં આવ્યું.

સમાજમાં ઉચ્ચ શિક્ષણ માટે ૮૦-જી હેઠળનું અલગ ટ્રસ્ટ બનાવવાની રજૂઆતો થતાં શ્રી ઉમા એજ્યુકેશન ઍન્ડ ચેરિટેબલ ટ્રસ્ટ નામે સમાજનું જ નવું ટ્રસ્ટ બનાવવામાં આવ્યું. જેના દ્વારા પ્રથમ તબક્કે સુરતના કડોદરા પાસે વિદ્યા સંકુલ ઊભું કરીને કાર્ય શરૂ કર્યું છે. ભવિષ્યમાં જરૂરિયાતવાળા વિભાગોમાં પણ અન્ય સંકુલો ઊભા કરવા પ્રયત્નશીલ છે. વલ્લભવિદ્યાનગર ખાતે અગાઉની હોસ્ટેલ ઉપરાંત એક જમીનના પ્લૉટની ખરીદી કરવામાં આવેલ છે. એ જ રીતે નખત્રાણા બોર્ડિંગની સામે આવેલ પ્લૉટની પણ ખરીદી કરેલ છે.

માંડવી ખાતે આપણે જોયું તેમ સ્ટુડન્ટ હોસ્ટેલ ચાલુ હતી. તેમજ કન્યાઓ માટે પ્લૉટ ખરીદી રખાયેલ. ત્યાં નવું બાંધકામ કરવામાં આવ્યું. અગાઉ બંધાયેલ ગામ વચ્ચેની હોસ્ટેલમાં કન્યા છાત્રાલય શરૂ કરવામાં આવ્યું. જ્યારે નવા બંધાયેલ સંકુલમાં સ્ટુડન્ટ હોસ્ટેલ ચાલુ કરવામાં આવી.

કેન્દ્રીય સમાજના દ્વિતીય, તૃતીય અને ચતુર્થ અધિવેશનમાં ભાનુબેન પટેલ, મંજુલાબેન ઉકાણી, લક્ષ્મીબેન ભાદાણીની આગેવાની હેઠળ મહિલાઓએ સ્વતંત્ર બેઠકો યોજી મહિલાઓને લગતી સાંપ્રત સમસ્યા પર વિસ્તૃત ચર્ચા વિચારણા કરી હતી. યુવકસંઘની જેમ મહિલાઓનું પણ વિધિસર સંગઠન રચાય તેવી ઇચ્છા હતી. શ્રી લક્ષ્મણભાઇ નાનજી ચૌહાણ તથા અન્ય અગ્રણીઓએ મહિલાઓને સંગઠીત કરવા સક્રીય ભૂમિકા અદા કરી.

તા.૨૧.૦૫.૧૯૯૭ના રોજ કચ્છ અને કચ્છ બહારની મહિલાઓની બહોળી ઉપસ્થિતિમાં નખત્રાણા ખાતે યોજાયેલ સભામાં અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર મહિલા સમાજના બંધારણને પારિત કરવામાં આવ્યું અને વિધિસર મહિલા સંગઠનની રચના થઇ.

આ સભાના પ્રમુખ સ્થાને ભાનુબેન વી.પટેલ રહ્યાં હતાં. નવી વરાયેલી કારોબરીનું સુકાન લક્ષ્મીબેન ભાદાણીને સોંપવામાં આવ્યું. મહામંત્રી પદે રતનબેન ભગત વરાયાં હતાં.

# વાંઢાય મુકામે સ્વર્ણિમ મહોત્સવ ઉદ્‌ઘાટન સમારોહમાં ચેરમેનશ્રી ગંગારામભાઇ સાંખલાનું ઉદ્‌બોધન



શ્રી અ.ભા.ક.ક.પા. સમાજના પ્રમુખ શ્રી રામજીભાઈ નાકરાણી, શ્રી ઉમીયા માતાજી સંસ્થાન વાંઢાયના પ્રમુખ શ્રી રવીલાલભાઈ સુવર્ણ જયંતી મહોત્સવના વાઈસ ચેરમેન જયંતીભાઈ શ્રી સમાજના ટ્રસ્ટીશ્રીઓ માંડવી મત વિસ્તારના ધારાસભ્ય ભાઈશ્રી ધનજીભાઈ સેંગાણી (મંગલ ડાડા) શ્રી સમાજના હોદ્દેદારશ્રીઓ, મહિલા સંઘના પ્રમુખ શ્રીમતી પ્રભાબેન માકાણી શ્રી ઉમીયા માતાજી સંસ્થાનના ટ્રસ્ટીશ્રીઓ તથા માજી પ્રમુખશ્રીઓ શ્રી સમાજના માજી ટ્રસ્ટીશ્રીઓ યુવક સંઘના હોદ્દેદારશ્રીઓ સુવર્ણ જયંતી મહોત્સવના આયોજન સમિતિના સભ્યશ્રીઓ, પધારેલા પૂજ્ય વડિલો, ભાઈઓ, માતાઓ, બહેનો તથા બાળકો સર્વેને શ્રી અ.ભા. ક.ક. પા. સમાજના સુવર્ણ જયંતી મહોત્સવના ઉદ્‌ઘાટન પ્રસંગે નમસ્કાર.

શ્રી અ.ભા.ક.ક.પા. સમાજના સ્થાપનાની પચાસમી વર્ષગાંઠ મનાવવા જઈ રહ્યા છીએ ત્યારે મહોત્સવના આયોજન માટે આયોજન સમિતિનું સંગઠન કરવામાં આવ્યું છે. તે સમિતિના ચેરમેન પદની જવાબદારી મને સોંપી શ્રી સમાજે મારા ઉપર જે વિશ્વાસ મૂક્યો છે. તે વિશ્વાસને સાકાર કરવા માટે શ્રી સમાજના સ્થાપક વડિલોથી લઈ આજ સુધીના કાર્યકર્તા સાથે સમાજ વિકાસના કાર્યોમાં સમર્પિત કાર્યકર્તા તરીકે મેં કાર્ય કર્યુ છે. તેથી વડિલોની કાર્યશૈલી તથા સમાજ વિકાસના અભિગમનો નજદીકથી અભ્યાસ કર્યો છે. આ અનુભવનો લાભ લઈ સ્વર્ણિમ મહોત્સવ દીપી ઉઠે અને વડિલોએ સેવેલ સ્વપ્ના સાકાર થાય તેવા કાર્યક્રમોનું આયોજન કરવાનું આયોજન સમિતિએ નક્કી કરેલ છે. આ કાર્યક્રમો પુરા વરસ દરમ્યાન ભારતભરમાં ઓગણત્રીસ ઝોનમાં ઉજવાય અને છેલ્લે આપણા મૂળ વતન કચ્છમાં નખત્રાણા મુકામે તા. ૯, ૧૦, ૧૧, ૧૨ મે-૨૦૧૦ના ભવ્ય આયોજન વિચારેલ છે. કાર્યક્રમમાં આપણા સમાજની સંસ્કૃતિના દર્શન થાય, આપણા વડિલો કેવી પરિસ્થિતિમાં શ્રીસમાજનું ગઠન કરી તેના વિકાસના કાર્યક્રમ ઘડી શ્રીસમાજને આટલે સુધી લાવ્યા છે તેની જાણ આજની યુવાપેઢીને થાય, અને આવનાર સમયને અનુરૂપ ભવિષ્યના કાર્યક્રમોનું આયોજન ઘડી શ્રી સમાજને એ રસ્તે લઈ જવાની પ્રેરણા યુવા પેઢીને મળે તેવા કાર્યક્રમોનું આયોજન કરીએ તેથી આપણો સ્વર્ણિમ મહોત્સવ દીપી ઉઠે.

આપણો સમાજ આજે એવા વળાંક ઉપર આવીને ઉભો છે કે તેને દિશા આપવાની આપણી ફરજ છે. શ્રી સમાજ આર્થિક શૈક્ષણિક, રાજકીય ક્ષેત્રમાં પછાત હતો ત્યારે આપણા વડિલો સંગઠીત થઈ પરિસ્થિતિનો સામનો કરી શૈક્ષણિક સંકુલો ઉભા કર્યા તેનાથી પ્રેરિત થઈ આજે આપણે શિક્ષણ ક્ષેત્રમાં આગળ વધી રહ્યા છીએ. સંગઠિત થઈ કાર્ય કરવાની પ્રેરણા વડિલોએ આપી તેના લીધે આર્થિક ક્ષેત્રમાં પણ આપણે પ્રગતિના પંથે છીએ. આજે મેળવેલ આર્થિક સધ્ધર્તા અને શિક્ષણનો સમન્વય કરી શ્રી સમાજને પ્રગતિના પંથે દોરી જવાની આપણી સૌની જવાબદારી છે. શ્રીસમાજને સાચી દિશા આપવાનું કાર્ય અઘરૂં છે. પરંતુ આપણા વડિલોની સ્વસ્થ પરંપરા આપણને મળી છે ત્યારે સ્થિતપ્રજ્ઞ વ્યક્તિની જેમ મનને કાબુમાં રાખી હિમંતપૂર્વક દરેક સમસ્યાનો સામનો કરવા આપણને સૌને કટીબદ્ધ થવું જોઈએ. આજે આપણને સમાજની સુવર્ણ જયંતી મહોત્સવ નામે એવો અવસર સાંપડ્યો છે કે આપણે સંગઠીત થઈ વડિલોની પ્રણાલિકા મુજબ વિચાર વિમર્શ કરી શ્રી સમાજને દિશા આપવાના પ્રયાસ કરીએ. મનની સંકુચિતતા, બુદ્ધિની જડતા, દ્રષ્ટીનો પૂર્વાગ્રહ છોડી આપણે સૌ કાર્યમાં લાગશું તો વડિલોના સ્વપ્નાં સાકાર કરી શકીશું. વડિલોએ સમાજની સ્થાપના સમયે પ્રથમ શિક્ષણને મહત્ત્વ આપેલ છે. તો આજે પણ ઉચ્ચ શિક્ષણ માટેના આપણા પ્રયત્નો હોવા જોઈએ. ચીલાચાલુ એજ્યુકેશનના બદલે ટેકનીકલ લાઈનોમાં અને IAS, IPS, RIS જેવી લાઈનોમાં જઈ સેક્રેટરીએટ તરફ નજર કરે તેવા પ્રયત્ન કરી નવી પેઢીને પ્રોત્સાહિત કરવાના કાર્યક્રમ યોજીએ. આપણા સમાજની સંસ્કૃતિ બે જોડ છે. ભારતમાં કચ્છ કડવા પાટીદાર સમાજની વાડીઓ રૂપે ભવનો બંધાણાં છે અને સમાજો રજી. ટ્રસ્ટરૂપે કાર્ય કરે છે. ભારતના ચાર મેટ્રો

# ચેરમેનશ્રીનું ઉદ્બોધન



સીટી કલકત્તા, મુંબઈ, દિલ્હી, ચેનૈઈ(મદ્રાસ)માં આપણી સમાજના ભવન છે. ભારતના ઉત્તરના બેચાર રાજ્યોને છોડી બાકીના બધા રાજ્યોના મોટા શહેરોમાં અને તાલુકા મથક જેવાં મોટા ગામોમાં પણ આપણા સમાજની વાડીઓ છે. આ બધા પાછળ આપણી સંગઠન શક્તિ કામ કરે છે. ભારતભરના બધા સમાજ કેન્દ્રીય સમાજ સાથે સંકળાયેલા છે. ભારતમાં બીજી એકપણ જ્ઞાતિ નહીં મળે જેની આવી સામાજીક વ્યવસ્થા ગોઠવાયેલ હોય ભારતમાં તો ઠીક પણ વિશ્વમાં આપણી જ્ઞાતિનો જોટો નહીં મળે. આપણને આ સંગઠન અને સંસ્કૃતિ જળવાય તેવા કાર્યો કરવાનાં રહ્યાં. આર્થિક ક્ષેત્રમાં સમાજે સારી પ્રગતિ કરી છે. આપણા પચાસ વરસના ઈતિહાસમાં નજર કરશું તો આપણી પ્રગતિ દેખાશે પરંતુ આવનાર સમય પ્રમાણે પૂરતું નથી કારણ કે આજે પણ ઉદ્યોગપતિ તરીકે ગણતરી થાય એવા પરિવાર આંગળાના વેઢે ગણાય એટલા છે. ઉદ્યોગ સ્થાપવાની પ્રેરણા મળે તેવા કાર્યક્રમનું સ્વર્ણિમ મહોત્સવમાં આયોજન કરીએ કોઈપણ સમાજના વિકાસમાં રાજકીય ક્ષેત્રનો મોટો ફાળો હોય છે. પરંતુ આપણા સમાજે રાજકીય ક્ષેત્રમાં જોઈએ તેટલો રસ લીધો નથી. આજ સુધી સમાજમાંથી કેટલા ધારાસભ્યો વિધાનસભામાં પહોંચ્યા તેનાથી આપ સર્વે જ્ઞાત છો. લોકસભા તરફ તો નજર નથી કરી તો પછી પ્રધાન મંડળની વાત કેમ થાય. આ ક્ષેત્રમાં જવાની જાગૃતિ આવે તેવા કાર્યક્રમ આપણે યોજીએ. આપણો મૂળ ધંધો ખેતીનો છે. પછી આપણે વેપારી બન્યા છીએ. પરંતુ આધુનિક ખેતી તરફ પણ દૂરલક્ષ સેવ્યું છે. વિજ્ઞાનિક ઢબે ખેતી કરનાર ખેડૂત ઉદ્યોગપતિથી પાછળ નથી તો આધુનિક ખેતી માટે જાગૃતિ અભિયાન ચાલુ કરીએ સાથે વૃક્ષો વાવવા માટે પણ પ્રોત્સાહીત કરીએ યુવક સંઘે હાથમાં લીધેલ વૃક્ષારોપણના કાર્યક્રમને આપણે પ્રોત્સાહન આપવું જોઈએ.

આપણા સમાજના ઈતિહાસમાં ડોકીયું કરશું તો આપણો સમાજ એક સમયે ફક્ત ખેતી આધારિત હતો. આપણા વડિલો જ્યારે ફક્ત ખેતીનો વ્યવસાય કરતા હતા ત્યારે મહિલાઓનો ખેતીના વ્યવસાયમાં અડધો અડધ ફાળો હતો પુરૂષ અને મહિલાઓ બરાબરીથી કાર્યકર્તા હતા. પરંતુ આજે જ્યારે આપણે શિક્ષણ ક્ષેત્રમાં પ્રગતિ કરી છે અને આપણી દીકરીઓને પણ શિક્ષણ ક્ષેત્રમાં ભણીને આગળ આવી છે. પરંતુ દીકરીના ભણતરનો ઉપયોગ આપણા વ્યવસાયમાં કરતા નથી મહિલાઓ ફક્ત ઘરમાં ચૂલાચોકામાં જ રહી જાય છે. તો મહિલા જાગૃતિ લાવી તેમના શિક્ષણનો ઉપયોગ ધંધાકીય ક્ષેત્રમાં કરી સમાજની પ્રગતિને બમણો વેગ મળે તેવા પ્રયત્નો કરીએ. આ કાર્ય માટે મહિલા જાગૃતિ અભિયાન ચલાવવું પડશે. મેડીકલ ક્ષેત્રમાં રોજરોજ નવી શોધખોળ થાય છે અને અસાધ્ય રોગ ઉપર નિયંત્રણ કરે છે. આજે ચિકિત્સાનાં એવા સાધનો આવ્યા છે કે કેનસર જેવાં રોગની પણ આગોતરી જાણ થઈ જાય છે અને તે દર્દ પણ મીટાવી શકાય છે. આપણો સમાજ એ તરફ પણ દૂરલક્ષ સેવે છે તો સમાજને જાગૃત કરવા મેડીકલ કેમ્પના આયોજન કરીએ અને નીરોગી સમાજની સ્થાપના કરીએ.

સ્વર્ણિમ સમાજ પર્વની પરિકલ્પના આવે છે ત્યારે સમાજનો ભૂતકાળ અને વર્તમાનકાળ સામે આવે છે. સાથે ભવિષ્ય માટે પણ આપણને કંઈક કરવાની પરીકલ્પના આવે છે. તો ભવિષ્ય માટે સારા કાર્યક્રમનું આયોજન કરી નવી પેઢી માટે રસ્તો તૈયાર કરવા આપણે કટીબદ્ધ થઈએ. વડિલોના બતાવેલ માર્ગે ચાલી ભવિષ્યની કેડી કંડારીએ અને વારસામાં મળેલ સંસ્કૃતિ સચવાય તેવા આજથી પ્રયત્નો કરીએ અને સ્વર્ણિમ મહોત્સવના કાર્યક્રમોમાં તન મન અને ધનથી લાગી જઈએ. એજ આશા આપ સૌ જ્ઞાતિજનો પાસેથી રાખું છું અને મારી કરેલ વાતને માન આપશો એ જ આશા સાથે સૌને જય ઉમિયાજી.

# સ્વર્ણિમ મહોત્સવ સંપર્ક યાત્રા

- નરસિંહભાઈ એન. સાંખલા

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજની તારીખ ૩૦-૫-૨૦૦૯ના રોજ મળેલ સુવર્ણ જયંતિ મહોત્સવની સમિતિની મીટીંગમાં લેવાયેલ નિર્ણય મુજબ સ્વર્ણિમ મહોત્સવ ૨૦૧૦ ઉજવવાનો હોવાથી ભારતભરમાં વસતા આપણા સમાજના ભાઈઓનો રૂબરૂ સંપર્ક કરવા સ્વર્ણિમ મહોત્સવનો સંદેશ ઘેર-ઘેર પહોંચતો થાય. સમાજના દરેક સભ્યોને આ મહોત્સવમાં જોડાય. સ્વર્ણિમ મહોત્સવનો બહોળી માત્રામાં પ્રચાર-પ્રસાર થાય, સ્વર્ણિમ મહોત્સવ અંગેના સુચનો, વિચારો જાણવા તથા માર્ગદર્શન મેળવવાના શુભ આશયથી સ્વર્ણિમ મહોત્સવ સંપર્ક યાત્રાનું આયોજન કરવામાં આવેલ. તેના અનુસંધાને ભારત ભરના દરેક ઝોનની મુલાકાત લેવા માટે ત્રણ ટીમો બનાવવામાં આવી. (૧) કેન્દ્રીય સમાજના પ્રમુખશ્રી રામજીભાઈ કરમશીભાઈ નાકરાણીના નેતૃત્વમાં (૨) ટ્રસ્ટીશ્રી વાલજીભાઈ શીવજીભાઈ વાડીયાના નેતૃત્વમાં (૩) સુવર્ણ જયંતિ મહોત્સવ આયોજન સમિતિના ચેરમેનશ્રી ગંગારામભાઈ હિરાલાલભાઈ સાંખલાના નેતૃત્વમાં

ઉપરોક્ત ત્રણેય મહાનુભાવોના નેતૃત્વમાં તા. ૨૬-૦૬-૦૯ના રોજ અમદાવાદ મુકામેથી સ્વર્ણિમ મહોત્સવ સંપર્ક યાત્રાનો શુભારંભ થયો સમાજના પૂર્વ પ્રમુખ તથા ટ્રસ્ટીશ્રી વાલજીભાઈ શીવજીભાઈ વાડીયના નેતૃત્વ નીચેની ટીમમાં ટ્રસ્ટીશ્રી દેવજીભાઈ માવજીભાઈ લીંબાણી (ભુજ) ઉપ-પ્રમુખશ્રી દેવજીભાઈ રામજીભાઈ ભાવાણી (સુરત) વાલજીભાઈ હિરજીભાઈ ચૌહાણ (દહાણું રોડ) મંત્રી શ્રી નિરસિંહભાઈ નારણભાઈ સાંખલા (અમદાવાદ) સાથે તા. ૨૬-૬-૨૦૦૯ના રોજ પાટીદાર વિદ્યાર્થી ભવન, મોડાસામાં દક્ષિણ સાબરકાંઠા ઝોન પ્રમુખ પુનમભાઈ ધોળુના અધ્યક્ષ સ્થાને મળેલી મીટીંગમાં હાજરી આપી. તા. ૨૭-૬-૦૯ના કચ્છ કડવા પાટીદાર કન્યા વિદ્યાલય, ખેડબ્રહ્મામાં ઉત્તર સાબરકાંઠા ઝોન આયોજીત સભામાં ઝોન પ્રમુખશ્રી ગોપાલભાઈ પદમાણીના અધ્યક્ષ સ્થાને મળેલી સભામાં હાજરી આપી. તા. ૨૮-૬-૨૦૦૯ના રોજ અજમેર (રાજસ્થાન ઝોન) પ્રમુખશ્રી પરબતભાઈ રવાણીના અધ્યક્ષ સ્થાને સાંઈ હોલમાં મળેલી મીટીંગમાં હાજરી આપી તા.૩૦-૬-૨૦૦૯ના રોજ દિલ્હી ઝોનના પ્રમુખશ્રી લક્ષ્મણભાઈ ચૌહાણના અધ્યક્ષ સ્થાને પાટીદાર સમાજવાડીમાં મળેલી મીટીંગમાં હાજરી આપી. તા. ૩-૭-૨૦૦૯ના રોજ સાગર (મધ્ય પ્રદેશ મહાકૌશલ ઝોન) શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજવાડી સાગરમાં સાગર સમાજના પ્રમુખશ્રી શંકરભાઈ પટેલના અધ્યક્ષ સ્થાને મળેલી મીટીંગમાં હાજરી આપી. તા. ૪-૬-૦૯ના રોજ કચ્છ કડવા પાટીદાર સમાજ (ઉમા ભવન) જબલપુર મુકામે મળેલી સમાજના પ્રમુખશ્રી શાંતિલાલભાઈ નાકરાણીના અધ્યક્ષ સ્થાને તથા મધ્ય પ્રદેશ મહા કૌશલ ઝોનના પ્રમુખશ્રી રમણભાઈ દડગાની ઉપસ્થિતિમાં મળેલી મીટીંગમાં હાજરી આપી. તા. ૬-૭-૦૯ના રોજ શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજવાડી (ઉમા ભવન) હરદા (મધ્ય પ્રદેશ માળવા ઝોન) હરદા સમાજના ઉપ-પ્રમુખશ્રી વેલજીભાઈના અધ્યક્ષ સ્થાને મળેલી મીટીંગમાં હાજરી આપી. તા. ૭-૭-૦૯ના રોજ કચ્છ કડવા પાટીદાર સમાજ (ધાર રોડ) વાડીમાં મધ્ય પ્રદેશ માળવા ઝોનના પ્રમુખશ્રી કાન્તિભાઈ પોકારના અધ્યક્ષ સ્થાને મળેલી મીટીંગમાં હાજરી આપી. તા. ૯-૭-૦૯ના મધ્ય ગુજરાત ઝોનના પ્રમુખશ્રી ધરમશી ચૌહાણની ઉપસ્થિતિમાં શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ વાડી, નડિયાદમાં મળેલી મીટીંગમાં હાજરી આપી. તા. ૧૦-૭-૦૯ના રોજ આણંદ, ઉમા ભવનમાં કચ્છ કડવા પાટીદાર સમાજના આણંદ વિભાગ પ્રમુખશ્રી હરિભાઈ સાંખલાના અધ્યક્ષ સ્થાને મળેલી મીટીંગમાં હાજરી આપી. તા. ૧૧-૭-૦૯ના રોજ વડોદરા મુકામે કચ્છ કડવા પાટીદાર સમાજ વડોદરા વિભાગના પ્રમુખશ્રી કાન્તિભાઈ પટેલના અધ્યક્ષ સ્થાને સંખેડા દસા લાડ ભવનમાં મળેલી મીટીંગમાં હાજરી આપી. તા. ૧૨-૭-૦૯ના રોજ કચ્છ કડવા પાટીદાર સમાજ વાડી, ઓઢવ મુકામે અમદાવાદ ઝોનના પ્રમુખશ્રી દામુભાઈ ઘોઘારીના અધ્યક્ષ સ્થાને મળેલી મીટીંગમાં હાજરી આપી. તા. ૧૩-૭-૦૯ના રોજ ઉમિયા માતાજી ઉંઝાના સાનિધ્યમાં સત્સંગ હોલમાં ઉત્તર ગુજરાત ઝોનના પ્રમુખશ્રી રવજીભાઈ ચૌધરીના અધ્યક્ષ સ્થાને મળેલી મીટીંગમાં હાજરી આપી. આપણી કુળદેવી માઁ ઉમાના ચરણોમાં વાલજીભાઈ શીવજીભાઈ વાડીયાના નેતૃત્વમાં નીકળેલી સ્વર્ણિમ મહોત્સવ સંપર્ક યાત્રાની પૂર્ણાહૂતી કરી હતી.

સ્વર્ણિમ મહોત્સવ સંપર્ક યાત્રામાં દરેક ઝોનના પ્રમુખશ્રીઓ સાથે ઝોન ઉપ-પ્રમુખશ્રીઓ મહામંત્રીશ્રી તથા ઝોન ઘટક સમાજના હોદ્દેદારોશ્રીઓ હાજર રહ્યા હતા.

દરેક ઝોનમાં સ્વર્ણિમ મહોત્સવ મશાલ જ્યોતનું આન-બાન-સાન સાથે ભવ્ય સ્વાગત તથા દિકરીઓ દ્વારા સ્વાગત ગીત તથા આ સંપર્કયાત્રા જ્યાં જ્યાં પહોંચી ત્યાં ઉમળકાભેર સ્વાગત કરવામાં આવ્યુ હતું. અમુક ઝોનમાં દિકરીઓ ગોતીડા સાથે સંપર્ક યાત્રીઓના સ્વાગત સામૈયા કરવામાં આવ્યા હતા અને બહોળી સંખ્યામાં ભાઈઓ તથા બહેનોની હાજરી તેમનો ઉત્સાહ ઉમંગથી વાતાવરણ સ્વર્ણિમ મહોત્સવમય બની ગયુ હતું. દરેક સભામાં સ્વર્ણિમ મહોત્સવ સંકલ્પ લેવડાવામાં આવ્યા હતા. તેમજ

દરેક સભામાં ખુલ્લા મંચના માધ્યમથી સમાજ સુવર્ણ જયંતિ અંગેના સુચનો વિચારો સભાજનોએ આપ્યા હતા તથા સમાજ વિકાસ તથા સમાજ વિકાસદાન, આજીવન સભ્ય તથા સમાજના રીતી-રીવાજો તથા સગપણ સમસ્યાના પ્રશ્નોના સમાજના ટ્રસ્ટીશ્રી વાલજીભાઈ વાડીયાએ સંતોષકારક જવાબો આપ્યા હતા. દરેક સભામાં સમાજનો સુવર્ણ જયંતિ મહોત્સવમાં તન-મન-ધનથી સહયોગ આપવા વિશ્વાસ વ્યક્ત કર્યો હતો. જ્યાં જ્યાં સ્વર્ણિમ મહોત્સવ સંપર્ક યાત્રા પહોંચી ત્યાં ઉત્સાહનું મોજુ ફરી વળ્યુ હતું. આ સંપર્ક યાત્રામાં

(૧) સ્વર્ણિમ મહોત્સવ સંપર્ક યાત્રાનો હેતુ વિશે મંત્રીશ્રી નરસિંહભાઈ એન. સાંખલા

(૨) સ્વર્ણિમ મહોત્સવ ૨૦૧૦ના કાર્યક્રમો તથા સમાજનો નાણાકિય અહેવાલ મંત્રીશ્રી વાલજીભાઈ એચ. ચૌહાણ

(૩) સમાજના વિવિધ સંકુલોનો અહેવાલ ઉપ-પ્રમુખશ્રી દેવજીભાઈ આર. ભાવાણી

(૪) સમાજના સંપ, સંગઠન બાબતે ટ્રસ્ટીશ્રી દેવજી એમ. લીંબાણી

(૫) ખુલ્લા મંચના જવાબો તથા સમાજ તથા સ્વર્ણિમ મહોત્સવ અંગેનું ઉદ્દબોધન ટ્રસ્ટીશ્રી વાલજીભાઈ એસ. વાડીયાએ આપ્યું હતું.

ઉપરોક્ત કાર્યક્રમો ઉપરાંત રાજસ્થાન ઝોનના મહામંત્રીશ્રી ગંગદાસભાઈ રવાણીની સાથે જયપુર મુકામે હેન્ડીક્રાફ્ટ એક્સપોર્ટ કરતી ફેક્ટરીની મુલાકાત લીધી હતી. તેવીજ રીતે દિલ્લી ઝોનના પ્રમુખશ્રી લક્ષ્મણભાઈ ચૌહાણ તથા સમાજના આગેવાન ભાઈઓ સાથે મેટ્રો ટ્રેન તથા સમાજના ભાઈઓના ધંધાના સ્થળની મુલાકાત તેમજ રાષ્ટ્રપતિ ભવન, સંસદ ભવન લોટસ મંદિર તથા અક્ષરધામ મંદિરના દર્શન તથા પ્રદર્શનના દર્શન કરાવ્યા હતા. સાગરમાં સાગર સમાજના પ્રમુખશ્રી શંકરભાઈ પટેલ તથા મંત્રીશ્રી દલસુખભાઈ તથા અન્ય સમાજના ભાઈઓ સાથે સાગર દર્શન કરાવ્યું હતું. હરદાના હોદ્દેદારશ્રીઓએ હરદાના ભાઈના ધંધાના સ્થળોની મુલાકાત તથા સમાજના ભાઈશ્રી નટવરભાઈ સાંખલાના માર્ગદર્શન હેઠળ ચાલતી સ્કુલની મુલાકાત લીધી હતી.

મધ્યપ્રદેશ માળવા ઝોનના પ્રમુખશ્રી કાન્તિભાઈ પોકાર મહામંત્રી ભીમજીભાઈ દિવાણી હરિભાઈ (ધાર રોડ) શંકરભાઈ તથા ભીમજીભાઈ (નવલખા) ઈન્દોર પાંચ ભાઈઓએ હરદા પધારી હરદાની મીટીંગમાં હાજરી આપી. સંપર્ક યાત્રીઓ સાથે બડવાહ આશ્રમ તથા (ગુરૂ પૂર્ણિમાના દિવસે) ભારતીદીદીના દર્શન તથા ૐ કારેશ્વરના દર્શન તથા પરિક્રમા કરાવી સતત ત્રણ દિવસ સાથે રહ્યા હતા. નડિયાદ સમુહલગ્ન સમિતિના પ્રમુખશ્રી ધનજીભાઈ સાંખલા ઉપપ્રમુખશ્રી હરિભાઈ લીંબાણી મધ્ય ગુજરાત ઝોન પ્રમુખશ્રી ધરમશીભાઈ ચૌહાણ, નવિનભાઈ પટેલ (કપડવંજ) નારણભાઈ સાંખલા તથા પી.ડી. પટેલ સાથે સંતરામ મંદિર નડિયાદ તથા વડતાલ સ્વામિનારાયણ મંદિરના દર્શન કર્યા હતા. તેવી જ રીતે અમદાવાદમાં ગોપાલભાઈ સાંખલા તથા સમાજના આગેવાન ભાઈઓ સાથે પ્રેરણાદાય શ્રી સ્વામિનારાયણ ગુરુકુળની મુલાકાત લીધી હતી.

બીજી ટીમ કેન્દ્રીય સમાજના પ્રમુખશ્રી રામજીભાઈ કરમશીભાઈ નાકરાણી (રાયપુર)ના નેતૃત્વમાં શ્રી સુવર્ણ મહોત્સવ આયોજન સમિતિના વાઈસ ચેરમેન તથા યુવા સંઘના પ્રમુખશ્રી જયંતિભાઈ કરમશીભાઈ રામાણી (અમદાવાદ) કેન્દ્રીય સમાજના મંત્રીશ્રી માવજીભાઈ શામજીભાઈ છાભૈયા (નખત્રાણા) કેન્દ્રીય સમાજના પૂર્વ મહામંત્રીશ્રી વાલજીભાઈ કેશરાભાઈ નાકરાણી (મોરબી)ની ટીમે તા. ૨૬-૬-૨૦૦૯ના રોજ રાત્રે ૯-૩૦ કલાકે કચ્છ કડવા પાટીદાર સમાજવાડી અમરાવતી મુકામે શ્રી મગનભાઈ ભાવાણીના અધ્યક્ષ સ્થાને મળેલી મીટીંગમાં હાજરી આપી.

તા. ૨૭-૬-૦૯ના બપોરના ૪-૦૦ કલાકે પાટીદાર સમાજવાડી લકડગંજ, નાગપુર (વિદર્ભ ઝોન)ને મધ્યે શ્રી હરિભાઈ સંખલાના અધ્યક્ષ સ્થાને મળેલી મીટીંગમાં હાજરી આપી.

તા. ૨૭-૬-૦૯ના રાત્રે ૯-૦૦ કલાકે પાટીદાર સમાજવાડી ઘાટ રોડ નાગપુર (વિદર્ભઝોન) મધ્યે શ્રી મનજીભાઈ ધોળુના અધ્યક્ષ સ્થાને મળેલી મીટીંગમાં હાજરી આપી.

તા. ૨૮-૬-૦૯ બપોરે ૪-૦૦ કલાકે સાવનેર (વિદર્ભ ઝોન) મુકામે શ્રી જેઠાભાઈ પોકારના અધ્યક્ષ સ્થાને મળેલી મીટીંગમાં હાજરી આપી.

તા. ૨૯-૬-૦૯ બપોરના ૩-૦૦ કલાકે રાયપુર (છત્તીસગઢ ઝોન) મધ્યે સમાજવાડી ફાફડીહા મુકામે મસાલ યાત્રાનું દબદબાભેર સ્વાગત કરવામાં આવેલ, પાટીદાર સમાજવાડી ફાફડીહા મધ્યે શ્રી પન્નાલાલભાઈ દીવાણીના અધ્યક્ષ સ્થાને મળેલી મીટીંગમાં હાજરી આપી.

તા. ૩૦-૬-૦૯ના રાત્રે ૯-૦૦ કલાકે સંબલપુર (ઓરિસ્સા ઝોન) મધ્યે શ્રી જાદવભાઈ છાભૈયાના અધ્યક્ષ સ્થાને તેમના નિવાસસ્થાને મળેલી મીટીંગમાં હાજરી આપી.

તા. ૧-૭-૦૯ના રાત્રે ૭-૩૦ કલાકે શ્રી સાંઈધામ ભુવનેશ્વર (ઓરિસ્સા ઝોન) મધ્યે શ્રી દેવરામભાઈ છાભૈયાના અધ્યક્ષ સ્થાને મળેલી મીટીંગમાં હાજરી આપી.

તા. ૨-૭-૦૯ રાત્રે ૭-૩૦ કલાકે બાલેસર મુકામે શ્રી માધવજીભાઈ છાભૈયાના અધ્યક્ષ સ્થાને મળેલી મીટીંગમાં હાજરી આપી.

તા. ૩-૭-૦૯ના સવારે ૧૦-૦૦ કલાકે શ્રી દાનાભાઈ રત્નાણીના નિવાસસ્થાને બેલદા (ઓરિસ્સા ઝોન) મધ્યે ઓપ્ચારિક સભાનું આયોજન કરવામાં આવ્યું તેમાં હાજરી આપી.

તા. ૪-૭-૦૯ બપોરના ૩-૦૦ કલાકે શ્રી પાટીદાર સમાજવાડી કલકત્તા (પ. બંગાળઝોન) મધ્યે શ્રી નારણભાઈ રૂડાણીના અધ્યક્ષ સ્થાને કલકત્તા સમાજના આગેવાનો યુવક મંડળના આગેવાનો તથા મહિલા મંડળના આગેવાનો સાથે મળેલી મીટીંગમાં હાજરી આપી.

તા. ૫-૭-૦૯ સવારે ૧૦-૩૦ કલાકે શ્રી પાટીદાર ભવન કલકત્તા (પં. બંગાળ ઝોન) મુકામે શ્રી ચંદુભાઈના અધ્યક્ષ સ્થાને મળેલી મીટીંગમાં હાજરી આપી.

તા. ૬-૭-૦૯ બપોરે ૩-૦૦ કલાકે સમાજવાડી આસનસોલ મુકામે શ્રી અંબાલાલભાઈ ધોળુના અધ્યક્ષ સ્થાને મળેલી મીટીંગમાં હાજરી આપી.

તા. ૭-૭-૦૯ સવારે ૯-૦૦ કલાકે બાંકુરા મુકામે શ્રી અંબાલાલભાઈ ધોળુના અધ્યક્ષ સ્થાને મળેલી મીટીંગમાં હાજરી આપી.

તા. ૮-૭-૦૯ રાત્રે ૬-૩૦ કલાકે પાટીદાર સમાજવાડી રાંચી (બિહાર ઝારખંડ ઝોન) મુકામે શ્રી રામજીભાઈ રામાણીના અધ્યક્ષ સ્થાને મળેલી મીટીંગમાં હાજરી આપી હતી.

સુવર્ણ મહોત્સવ સંપર્ક યાત્રામાં દરેક ઝોનના પ્રમુખશ્રીઓ સાથે ઝોન ઉપપ્રમુખશ્રીઓ, મહામંત્રીશ્રી તથા ઝોન ઘટક સમાજના હોદ્દેદારશ્રીઓ હાજર રહ્યા હતા.

દરેક ઝોનમાં સ્વર્ણિમ મહોત્સવ મશાલ જ્યોતનું આન-બાન-શાન સાથે ભવ્ય સ્વાગત તથા દિકરીઓ દ્વારા સ્વાગત ગીત તથા આ સંપર્કયાત્રા જ્યાં જ્યાં પહોંચી ત્યાં ઉમળકાભેર સ્વાગત કરવામાં આવ્યું હતું. અમુક ઝોનમાં દિકરીઓ ગોતીડા સાથે સંપર્ક યાત્રીઓના સ્વાગત સામૈયા કરવામાં આવ્યા હતા અને બહોળી સંખ્યામાં ભાઈઓ તથા બહેનોની હાજરી તેમનો ઉત્સાહ ઉમંગથી વાતાવરણ સ્વર્ણિમ મહોત્સવમય બની ગયું હતું. દરેક સભામાં સ્વર્ણિમ મહોત્સવ સંકલ્પ લેવડાવામાં આવ્યા હતા. તેમજ દરેક સભામાં ખુલ્લા મંચના માધ્યમથી સમાજ સુવર્ણ જ્યંતિ અંગેના સુચનો વિચારો સભાજનોએ આપ્યા હતા તથા સમાજ વિકાસ તથા સમાજ વિકાસદાન, આજીવન સભ્ય તથા સમાજના રીતી-રીવાજો તથા સગપણ સમસ્યા, યુવા સુરક્ષા કવચ, યુવા સંઘના માધ્યમથી યુવા મહોત્સવ ઉજવવા, સાથે બીઝનેશ સેમીનારનું આયોજન દેશના મોટા શહેરમાં વિદ્યાર્થી હોસ્ટેલના નિર્માણ અંગેના પ્રશ્નોના સમાજના પ્રમુખશ્રી રામજીભાઈ નાકરાણીએ સંતોષકારક જવાબો આપ્યા હતા. દરેક સભામાં સમાજનો સુવર્ણ જ્યંતિ મહોત્સવમાં તન-મન-ધનથી સહયોગ આપવા વિશ્વાસ વ્યક્ત કર્યો હતો. જ્યાં જ્યાં સ્વર્ણિમ મહોત્સવ સંપર્ક યાત્રા પહોંચી ત્યાં ઉત્સાહનું મોજુ ફરી વળ્યુ હતુ. આ સંપર્ક યાત્રામાં

૧. સ્વર્ણિમ મહોત્સવ સંપર્ક યાત્રાનો હેતુ વિશે તથા સમાજના સંકુલોનો અહેવાલ પૂર્વ મહામંત્રી શ્રી વાલજીભાઈ કે. નાકરાણી
૨. સ્વર્ણિમ મહોત્સવ ૨૦૧૦ના કાર્યક્રમોનો અહેવાલ સ્વર્ણિમ જ્યંતિ મહોત્સવ આયોજન સમિતિ વાઈસ ચેરમેન જ્યંતિભાઈ કે. રામાણી
૩. સમાજના સંપ, સંગઠન અને ખુલ્લા મંચના જવાબો તથા સમાજ વિકાસ અને સ્વર્ણિમ મહોત્સવ અંગેનું ઉદ્‌બોધન પ્રમુખશ્રી રામજીભાઈ કે. નાકરાણીએ આપ્યું હતું.

રામજીભાઈ કે. નાકરાણીના નેતૃત્વની ટીમનો કચ્છ અને સૌરાષ્ટ્ર વિસ્તારનો સંપર્ક યાત્રા કાર્યક્રમ તા. ૨૭-૭-૨૦૦૯ ભુજ ઝોન, તા. ૨૮-૭-૨૦૦૯ માંડવી ઝોન, તા. ૨૯-૭-૨૦૦૯ નખત્રાણા ઝોન, તા. ૩૦-૭-૨૦૦૯ લખપત ઝોન, તા. ૩૧-૭-૨૦૦૯ સૌરાષ્ટ્ર ઝોનમાં યોજાયેલ.

### કચ્છના પ્રવાસમાં જોડાયેલ સભ્યો

- ટ્રસ્ટીશ્રી શીવદાસભાઈ ગોવિંદ છાભૈયા
- ટ્રસ્ટીશ્રી દેવજીભાઈ માવજી લીંબાણી

| | |
|---|---|
| ૨૫-૭-૨૦૦૯ | ગાંધીધામ મુકામે ડૉ. પ્રેમજીભાઈ રામજી ગોગારીના અધ્યક્ષ સ્થાને |
| ૨૫-૭-૨૦૦૯ | ભુજ પ્રમુખ મુકામે ગંગારભાઈ શીવદાસ રામાણીના અધ્યક્ષ સ્થાને |
| ૨૫-૭-૨૦૦૯ | કોટડાચકાર મુકામે ભુજ ઝોન પ્રમુખ કરશનભાઈ વાલજી વેલાણીના અધ્યક્ષ સ્થાને |
| ૨૭-૭-૨૦૦૯ | ભેરૈયા મુકામે માંડવી ઝોન પ્રમુખ નારણભાઈ ખીમજી ચૌહાણના અધ્યક્ષ સ્થાને |
| ૨૭-૭-૨૦૦૯ | રાયણ મોટી મુકામે ઝોન પ્રમુખ નારણભાઈ ખીમજી ચૌહાણના અધ્યક્ષ સ્થાને |
| ૨૭-૭-૨૦૯ | પદમપુર મુકામે ઝોન પ્રમુખ નારણભાઈ ખીમજી ચૌહાણના અધ્યક્ષ સ્થાને |
| ૨૭-૭-૨૦૦૯ | જીયાપર મુકામે ઝોન પ્રમુખ પ્રેમજીભાઈ શીવગણ રૂડાણીના અધ્યક્ષ સ્થાને |
| ૨૯-૭-૨૦૦૯ | નખત્રાણા મુકામે સુરેશ નારણ વાલાણીના અધ્યક્ષ સ્થાને |
| ૩૦-૭-૨૦૦૯ | નેત્રા મુકામે લખપત ઝોન પ્રમુખ પુરસોત્તમ વિશ્રામ રવાણીના અધ્યક્ષ સ્થાને |
| ૩૧-૭-૨૦૦૯ | મોરબી મુકામે સૌરાષ્ટ્ર ઝોન પ્રમુખ ચંદ્રકાન્ત ભીમજી રાંગાણીના અધ્યક્ષ સ્થાને |

ઉપરોક્ત સભાઓનું આયોજન દરેક ગામોમાં સમાજ, મહિલા મંડળ, યુવક મંડળ, ત્રણે પાંખો દ્વારા કરવામાં આવેલ સભાની શુભ શરૂઆતમાં ઉમિયાજી આગળ દીપ પ્રાગ્ટય કરી સ્થાનિક સમાજ દ્વારા વડીલોનું સ્વાગત અને સન્માન કરવામાં આવતું. સભાની શરૂઆતમાં સ્થાનિક સમાજના મંત્રી દ્વારા સ્વાગત પ્રવચનથી કરવામાં આવતી સભામાં સંપર્ક યાત્રામાં જોડાયેલ વડીલોએ સંપર્ક યાત્રાનો હેતુ સમજાવેલ અને સમાજ અંગેની જાણકારી આપેલ.



ત્રીજી ટીમ અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ સુવર્ણ જયંતિ મહોત્સવ આયોજન સમિતિના ચેરમેનશ્રી ગંગારામ હિરાલાલ સાંખલા (દિલ્હી)ના નેતૃત્વમાં કેન્દ્રીય સમાજ ટ્રસ્ટીશ્રી લધાભાઈ વિશ્રામભાઈ પોકાર (મુંબઈ) કેન્દ્રીય સમાજ ટ્રસ્ટીશ્રી લખમશીભાઈ નાયાભાઈ દીવાણી (કલકતા) કેન્દ્રીય સમાજ ટ્રસ્ટીશ્રી ગોપાલભાઈ વાલજીભાઈ ભાવાણી (કોલ્હાપુર) કેન્દ્રીય સમાજના ઉપપ્રમુખશ્રી મનસુખભાઈ વિશ્રામભાઈ રૂડાણી (અમદાવાદ) કેન્દ્રીય સમાજના મહામંત્રીશ્રી મોહનભાઈ શીવજીભાઈ ધોળું (નખત્રાણા) કેન્દ્રીય સમાજના ખજાનચીશ્રી લાલજીભાઈ હંસરાજભાઈ રામાણી (નખત્રાણા) સાથે.

તા. ૨૬-૬-૦૯ના રોજ બપોરે ૩-૦૦ કલાકે શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજવાડી કડોદરા મુકામે દક્ષિણ ગુજરાત ઝોન આયોજીત સભામાં ઝોન પ્રમુખશ્રી છગનભાઈ સાંખલાના અધ્યક્ષ સ્થાને મળેલ સભા હાજરી આપી.

તા. ૨૭-૬-૦૯ સવારના ૧૦-૦૦ કલાકે મુંબઈ ઝોનના પ્રમુખશ્રી મનસુખભાઈ વેલાણીના અધ્યક્ષ સ્થાને મુંબઈ મુકામે મળેલ સભામાં હાજરી આપી.

તા. ૨૭-૬-૦૯ના બપોરે ૪-૦૦ કલાકે શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજવાડી ભીંવડી મુકામે મુળજીભાઈ ચૌધરીના અધ્યક્ષ સ્થાને મળેલ સભામાં હાજર આપી.

તા. ૨૭-૬-૦૯ના રાત્રે ૯-૦૦ કલાકે કાન્તિભાઈ હરિભાઈ લીંબાણીના નિવાસસ્થાને અંધેરી મુકામે કાન્તિભાઈ લીંબાણીના અધ્યક્ષ સ્થાને મળેલ મીટીંગમાં હાજરી આપી.

તા. ૨૮-૬-૦૯ કચ્છ કડવા પાટીદાર સમાજવાડી થાણા મુકામે બપોરે ૩-૦૦ કલાકે માવજીભાઈ જબુઆણીના અધ્યક્ષ સ્થાને મળેલ સભામાં હાજરી આપી.

તા. ૨૯-૬-૦૯ કચ્છ કડવા પાટીદાર સમાજવાડી પુના મુકામે રાત્રે ૯-૦૦ કલાકે રામજીભાઈ વાગડીયાના અધ્યક્ષ સ્થાને મળેલ સભામાં હાજરી આપી.

તા. ૩૦-૬-૦૯ સવારના ૯-૦૦ કલાકે સતારા મુકામે માનણભાઈ ચૌધરીના અધ્યક્ષ સ્થાને મળેલ સભામાં હાજરી આપી.

તા. ૩૦-૯-૦૯ બપોરે ૧-૩૦ કલાકે ઈસ્લામપુર સામજીભાઈ રામાણીના અધ્યક્ષ સ્થાને મળેલ સભામાં હાજરી આપી.

તા. ૩૦-૬-૦૯ના બપોરે ૪-૦૦ કલાકે કચ્છ કડવા પાટીદાર સમાજવાડી સાંગલી મુકામે ઝોન પ્રમુખ જેઠાભાઈ પોકારના અધ્યક્ષસ્થાને તથા સાંગલી સમાજના પ્રમુખશ્રી દેવજીભાઈની ઉપસ્થિતિમાં મળેલ સભામાં હાજરી આપી.

તા. ૩૦-૬-૦૯ના રાત્રે ૯-૦૦ કલાકે ઈચલકરંજી હરિભાઈ દિવાણીના અધ્યક્ષ સ્થાને મળેલ મીટીંગમાં હાજરી આપી.

તા. ૧-૭-૦૯ બપોરે ૪-૦૦ કલાકે કચ્છ કડવા પાટીદાર સમાજવાડી કોલ્હાપુર દક્ષિણ મહારાષ્ટ્ર ઝોનના પ્રમુખશ્રી જેઠાભાઈ પોકારના અધ્યક્ષ સ્થાને તથા કોલ્હાપુર સમાજના પ્રમુખ રામજીભાઈ ભાદાણીની ઉપસ્થિતિમાં મળેલ સભામાં હાજરી આપી.

તા. ૨-૭-૦૯ સવારના ૯-૦૦ કલાકે કચ્છ કડવા પાટીદાર સમાજવાડી રત્નાગીરી મુકામે દેવરામભાઈના અધ્યક્ષસ્થાને રત્નાગીરી સિધદુર્ગ જીલ્લા પ્રમુખશ્રી નરસિંહભાઈની ઉપસ્થિતિમાં મળેલ સભામાં હાજરી આપી.

તા. ૨-૭-૦૯ બપોરે ૪-૦૦ કલાકે કચ્છ કડવા પાટીદાર સમાજવાડી કણકાવલી મુકામે દેવજીભાઈના અધ્યક્ષ સ્થાને મળેલ સભામાં હાજરી આપી.

તા. ૨-૭-૦૯ સાંજે ૬-૦૦ કલાકે કચ્છ કડવા પાટીદાર સમાજવાડી સાંવત વાડી મુકામે જીવરાજભાઈના અધ્યક્ષ સ્થાને મળેલ મીટીંગમાં હાજરી આપી.

તા. ૨-૭-૦૯ રાત્રે ૧૦-૦૦ કલાકે માપસા ગોવા મુકામે વિઠ્ઠલભાઈ પોકારના અધ્યક્ષ સ્થાને મળેલ સભામાં હાજરી આપી.

તા. ૩-૭-૦૯ સવારે ૧૦-૦૦ કલાકે કચ્છ કડવા પાટીદાર સમાજવાડી મડગાવ ગોવા બાબુભાઈ ધોળુના અધ્યક્ષ સ્થાને મળેલ સભામાં હાજરી આપી.

તા. ૩-૭-૦૯ રાત્રે ૯-૦૦ કલાકે કડવા પાટીદાર સમાજવાડી બેલગામ મુકામે મગનભાઈ પોકારના અધ્યક્ષ સ્થાને મળેલ સભામાં હાજરી આપી.

તા. ૪-૭-૦૯ બપોરે ૩-૦૦ કલાકે કચ્છ કડવા પાટીદાર સમાજવાડી હુબલી મુકામે વાલજીભાઈ પટેલના અધ્યક્ષ સ્થાને ઝોન પ્રમુખશ્રી લધાભાઈની ઉપસ્થિતિમાં મળેલ સભામાં હાજરી આપી.



તા. ૫-૭-૦૯ સવારના ૧૦-૦૦ કલાકે હોળળકેરે મુકામે કરશનભાઈ ગોંરાણીના અધ્યક્ષ સ્થાને મળેલી સભામાં હાજરી આપી.

તા. ૫-૭-૦૯ રાત્રે ૧૦-૦૦ કલાકે નેલમંગલા મુકામે ખીમજીભાઈ પટેલના અધ્યક્ષ સ્થાને મળેલ મીટીંગમાં હાજરી આપી.



તા. ૬-૭-૦૯ સવારે ૧૦-૦૦ કલાકે કચ્છ કડવા પાટીદાર સમાજવાડી રુમકુર મુકામે લાલજીભાઈ છાભૈયાના અધ્યક્ષ સ્થાને મળેલ સભામાં હાજરી આપી.

તા. ૬-૭-૦૯ બપોરે ૪-૦૦ કલાકે ઉમાભવન મૈસુરરોડ બેંગ્લોર મુકામે કેશવલાલભાઈ ભગતના અધ્યક્ષ સ્થાને મળેલ સભામાં હાજરી આપી.

તા. ૭-૭-૦૯ સવારના ૯-૦૦ કલાકે દેવનહલ્લી મુકામે અરજણભાઈ ભાવાણીના અધ્યક્ષ સ્થાને મળેલ સભામાં હાજરી આપી.

તા. ૭-૭-૦૯ બપોરે ૪-૦૦ કલાકે રામનગર મુકામે ગોવિંદભાઈ પેટલના અધ્યક્ષ સ્થાને મળેલ સભામાં હાજરી આપી.

તા. ૮-૭-૦૯ સવારના ૮-૦૦ કલાકે રવજીભાઈ ભાદાણીના નિવાસસ્થાને હોસુર મુકામે રવજીભાઈ ભાદાણીના અધ્યક્ષ સ્થાને મળેલી સભામાં હાજરી આપી.

તા. ૮-૭-૦૯ સાંજે ૬-૦૦ કલાકે કચ્છ કડવા પાટીદાર સમાજવાડી તીરપુર (તામીલનાડું) મુકામે બાબુભાઈ છાભૈયાના અધ્યક્ષ સ્થાને મળેલ સભામાં હાજરી આપી.

તા. ૯-૭-૦૯ બપોરે ૩-૦૦ કલાકે કચ્છ કડવા પાટીદાર સમાજવાડી ત્રિચિનાપલ્લી મુકામે નથ્થુભાઈ વાસાણીના અધ્યક્ષ સ્થાને મળેલી સભામાં હાજરી આપી.

તા. ૧૦-૭-૦૯ રાત્રે ૮-૦૦ કલાકે કચ્છ કડવા પાટીદાર સમાજવાડી માધાવરમ્ રવજીભાઈ ભાદાણીના અધ્યક્ષ સ્થાને તથા દક્ષિણભારત કચ્છ કડવા પાટીદાર સમાજના પ્રમુખશ્રી ચુનીલાલ ચોપડા તથા તામિલનાડું ઝોન પ્રમુખશ્રી મનજીભાઈ રંગાણીની ઉપસ્થિતિમાં મળેલી સભામાં હાજરી આપી.

તા. ૧૨-૭-૦૯ સવારના ૧૦-૦૦ કલાકે કચ્છ કડવા પાટીદાર સમાજવાડી કોતાપેટ મુકામે કરશનભાઈ દિવાણીના અધ્યક્ષ સ્થાને મળેલી સભામાં હાજરી આપી.

તા. ૧૩-૭-૦૯ સવારે ૧૦-૦૦ કલાકે કચ્છ કડવા પાટીદાર સમાજવાડી વિશાખાપટ્ટનમ મુકામે ધનજીભાઈ સાંખલાના અધ્યક્ષ સ્થાને મળેલી સભામાં હાજરી આપી.

તા. ૧૪-૭-૦૯ બપોરે ૩-૦૦ કલાકે કચ્છ કડવા પાટીદાર સમાજવાડી સીકન્દરાબાદ મુકામે ખીમજીભાઈ પોકારના અધ્યક્ષ સ્થાને મળેલી સભામાં હાજરી આપી.

તા. ૧૫-૭-૦૯ સવારના ૧૧-૦૦ કલાકે લાતુર મુકામે ખેતાભાઈ પટેલના અધ્યક્ષ સ્થાને મળેલી સભામાં હાજરી આપી.

તા. ૧૫-૭-૦૯ રાત્રે ૯-૦૦ કલાકે કચ્છ કડવા પાટીદાર સમાજવાડી ઓરંગાબાદ મુકામે મણિલાલભાઈ દિવાણીના અધ્યક્ષ સ્થાને તથા મધ્ય ઝોન પ્રમુખશ્રી પ્રહલાદભાઈ નાકરાણીની ઉપસ્થિતિમાં મળેલ સભામાં હાજરી આપી.

તા. ૧૬-૭-૦૯ સવારના ૧૦-૦૦ કલાકે ગંગોત્રી હોટલના કોન્ફરન્સહોલ શીરડી મુકામે હિરાલાલ દિવાણીના અધ્યક્ષ સ્થાને મળેલ સભામાં હાજરી આપી.

તા. ૧૬-૭-૦૯ બપોરે ૪-૦૦ કલાકે કચ્છ કડવા પાટીદાર સમાજવાડી નાશિક મુકામે શરદભાઈ માવાણીના અધ્યક્ષ સ્થાને મળેલ સભામાં હાજર આપી.

આ સંપર્ક યાત્રામાં.

૧. સ્વર્ણિમ મહોત્સવ સમાજ સંપર્ક યાત્રાના હેતુ વિશે
- કેન્દ્રીય સમાજ ઉપપ્રમુખ-શ્રી મનસુખભાઈ વિશ્રામ રૂડાણી

૨. સ્વર્ણિમ મહોત્સવ-૨૦૧૦ના કાર્યક્રમનો અહેવાલ તથા ૧૨ થીમ ઉપર પ્રકાશ પાડ્યો.
- સુવર્ણ જ્યંતિ મહોત્સવ આયોજન સમિતિના ચેરમેન શ્રી ગંગારામભાઈ હીરાલાલ સાંખલા

૩. કેન્દ્રીય સમાજના વિવિધ સંકુલોનો અહેવાલ
- કેન્દ્રીય સમાજ મહામંત્રી શ્રી મોહનભાઈ શીવજીભાઈ ધોળુ

૪. સમાજનો નાણાકિય અહેવાલ
- કેન્દ્રીય સમાજ ટ્રસ્ટીશ્રી લખમશી નાયાભાઈ દિવાણી અને કેન્દ્રીય સમાજ ખજાનચી શ્રી લાલજીભાઈ હંસરાજભાઈ રામાણી

૫. સમાજના સંગઠન બાબત
- કેન્દ્રીય સમાજ ટ્રસ્ટી શ્રી ગોપાલભાઈ વાલજીભાઈ ભાવાણી

૬. સમાજ વિકાસ અંગે
- કેન્દ્રીય સમાજ ટ્રસ્ટી શ્રી લધાભાઈ વિશ્રામભાઈ પોકાર

૭. ખુલ્લા મંચના જવાબો તથા સ્વર્ણિમ મહોત્સવ અંગેનું ઉદ્‌બોધન
- સુવર્ણ જ્યંતિ મહોત્સવ આયોજન સમિતિના ચેરમેન શ્રી ગંગારામભાઈ સાંખલાએ આપ્યું હતું.

જ્યાં જ્યાં સ્વર્ણિમ સંપર્ક યાત્રા પહોંચી ત્યાં ત્યાં ઉમળકાભેર સ્વાગત કરવામાં આવ્યું હતું. દરેક ઝોનમાં સ્વર્ણિમ મહોત્સવ મશાલ જ્યોતનું આન-બાન-શાન સાથે ભવ્ય સ્વાગત કરવામાં આવ્યું હતું. દરેક સભામાં સ્વર્ણિમ મહોત્સવ સંકલ્પ લેવડાવવામાં આવ્યા હતા. ખુલ્લા મંચના માધ્યમથી મહોત્સવ અંગેના સુચનો અને વિચારો સભાજનોએ આપ્યા હતા. સમાજ વિકાસદાન, આજીવન સભ્ય તથા સમાજના રીતરિવાજો, મોટા શહેરોમાં વિદ્યાર્થી હોસ્ટેલ નિર્માણ અંગેના પ્રશ્નો મહોત્સવ ચેરમનેશ્રી ગંગારામભાઈ સાંખલાએ સંતોષકારક જવાબો આપ્યા હતા અને સ્વર્ણિમ મહોત્સવમાં તન-મન-ધનથી સહયોગ આપવાનો વિશ્વાસ વ્યકત કર્યો હતો.

# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ

# સુવર્ણજયંતિ મહોત્સવ



## તા. ૭.૫.૧૦ થી ૧૨.૫.૧૦

: સંકલન :

મંત્રીશ્રી વાલજીભાઈ હીરજીભાઈ ચૌહાણ ● મંત્રીશ્રી માવજીભાઈ સામજીભાઈ છાભૈયા ● મંત્રીશ્રી નરસિંહભાઈ નારણભાઈ સાંખલા

સામાજીક સંસ્થાઓમાં સમયાંતરે મહોત્સવો ઉજવાતા રહેતા હોય છે. પરંતુ સમાજ કે સંસ્થાનો જ્યારે સુવર્ણ જયંતિ મહોત્સવ ઉજવણીનો સમય નજીક આવે તેમ ઉત્સાહ અને ઉમંગના ઘોડા પૂર ઉભરાતાં હોય છે. શાનદાર આયોજન ગોઠવવા માટે પૂર્વ તૈયારી માટેની મીટીંગોના દોર યોજાતા હોય છે.

ભારત ભરમાં ધંધાર્થે સ્થાઈ થયેલ આપણા ભાઈઓને એક તાંતણે બાંધવા અને સમયની માંગને અનુલક્ષીને શિક્ષણ સંકુલોના નિર્માણ માટે આપણા પૂર્વ વડીલોએ કોટડા જડોદર સમાજના વડીલ શ્રી ભીમજીભાઈ કેસરા લીંબાણીના નિવાસ સ્થાને (ઈ.સ. ૧૯૫૭) ભેગા થયેલ તેમાં ચર્ચા વિચારણાને અંતે સમાજ રચના માટે એક એડહોક સમિતિની રચના કરવામાં આવેલ. એડહોક સમિતિના હોદ્દેદાર પ્રમુખ શ્રી પરબતભાઈ લખુભાઈ, ઉપ પ્રમુખશ્રી શીવદાશભાઈ કાનજીભાઈ, મંત્રીશ્રી કરસનભાઈ શીવદાશ, સહમંત્રીશ્રી વિશ્રામભાઈ કાનજી, ખજાનચીશ્રી ભીમજીભાઈ કેસરાભાઈની નિમણુંક કરવામાં આવી.

એડહોક સમિતિની રચના બાદ ઉપરોક્ત વડિલોએ ભારત ભરનો પ્રવાસ કરી સૌ જ્ઞાતિ જનોનો સહકાર મેળવી નખત્રાણા ખાતે વિદ્યાર્થી હોસ્ટેલ ના નિર્માણ માટે જમીન સંપાદન કરી તેમાં વિદ્યાર્થી હોસ્ટેલનું ૫૦ રૂમનું ભવ્ય ભવનનું નિર્માણ કર્યુ તેમની ઉદ્ઘાટન વિધી તથા જ્ઞાતિનું પ્રથમ અધિવેશન યોજવાનું નક્કી કરવામાં આવ્યું.

તા. ૧૦-૧૧-મે ૧૯૬૦ના મળેલા હોસ્ટેલ ઉદઘાટન સમારોહ અને સમાજના પ્રથમ અધિવેશનમાં સમાજની વિધિવત સ્થાપના કરવામાં આવી. સમાજના પ્રથમ પ્રમુખ તરીકે વડીલશ્રી શીવદાસભાઈ કાનજીભાઈ નાકરાણીની સર્વાનુમતે વરણી કરવામાં આવી.

ઈ.સ. ૧૯૬૦થી ઈ.સ. ૨૦૧૦ દરમિયાન સમાજે નોંધપાત્ર રીતે વિકાસ સાધ્યો સામાજિક રીતે વિશાળ પાયે સમાજના ૨૯ ઝોન દ્વારા સંગઠન ઉભું કરવામાં આવ્યું તો શિક્ષણ ક્ષેત્રે વિવિધ સ્થળે છાત્રાલયો સમાજ વાડીઓ અને વિદ્યા સંકુલો ઉભા કરવામાં આવ્યાં. પ્રતિભાશાળી સમાજનો સુવર્ણજયંતિ મહોત્સવ ઈ.સ. ૨૦૧૦માં ભારતભરમાં ઉજવવાનું તત્કાલીન પ્રમુખશ્રી વાલજીભાઈ શીવજીભાઈ વાડીયાના અધ્યક્ષ સ્થાને તા. ૨૮-૮-૨૦૦૭ના મળેલ સામાન્ય સભામાં નક્કી કરવામાં આવ્યું.

સુવર્ણજયંતિ મહોત્સવના ઉપક્રમે સમાજના વડીલોએ ભારત ભરમાં સંપર્ક યાત્રા દ્વારા પ્રવાસ કરી મહોત્સવનો પ્રચાર પ્રસાર કરી જ્ઞાતિ જનોને સુવર્ણજયંતિ મહોત્સવ અંગેની જાણકારી આપેલ.

સુવર્ણજયંતિ મહોત્સવની ઉજવણી માટે આયોજન સમિતિની રચના કરવામાં આવી. મહોત્સવના ચેરમેન તરીકે સમાજના ટ્રસ્ટીશ્રી ગંગારામભાઈ હિરાલાલભાઈ સાંખલા તથા વાઈસ ચેરમેન તરીકે યુવા સંઘના પ્રમુખ જયંતિભાઈ રામાણી તથા મહા મંત્રી તરીકે મોહનભાઈ શીવજીભાઈ ધોળુની નિમણુંક કરવામાં આવી તેમજ વિવિધ સમિતિઓની રચના કરવામાં આવી.

સમાજના સુવર્ણ જયંતિ મહોત્સવ સમારોહ ઉમિયા માતાજી સંસ્થાન વાંઢાય ના ઉમિયા માતાજીના નુતન મંદિરમાં પુનઃ પ્રતિષ્ઠા મહોત્સવના ભવ્ય કાર્યક્રમની સાથે તા. ૧.૪.૨૦૦૯ના રોજ સમાજના પ્રમુખ શ્રી રામજીભાઈ કરમશીભાઈ નાકરાણીના અધ્યક્ષસ્થાને તથા સુવર્ણ મહોત્સવના ચેરમેન શ્રી ગંગારામભાઈ સાંખલા, ટ્રસ્ટી મંડળ, હોદ્દેદારો, કારોબારી સભ્યો તથા ઉમિયા માતાજી સંસ્થાન વાંઢાયના પ્રમુખ રવિલાલભાઈ, ઉમિયા માતાજી સંસ્થાન ઉંઝાના પ્રમુખ શ્રી કેશવલાલભાઈ શેઠ તથા ઉમિયા માતાજી સંસ્થાન શીદસરના ટ્રસ્ટીશ્રી જયરામભાઈ વાંસ જાળીયા તથા સાંસદ પુરસોતમભાઈ રૂપાલા તથા રાજકીય મહાનુભાવો અને જ્ઞાતિ જનોની વિશાળ હાજરીમાં ઉદ્ઘાટક દાતા માતૃશ્રી મુળીબહેન રતનશીભાઈ રામજીયાણી પરિવાર મદનપુરા-કચ્છના હસ્તે વિધિવત ઉદઘાટન કરવામાં આવ્યું અને સમાજના ૨૯ ઝોનમાં પ્રતિનિધિઓને સુવર્ણ જયંતિ મહોત્સવ મસાલ અર્પણ કરવામાં આવી.



વર્ષ દરમિયાન ૨૯ ઝોનોમાં વિવિધ કાર્યક્રમોનું આયોજન કરવામાં આવ્યું એજ રીતે આયોજન સમિતિ અને

વિવિધ સમિતિઓની સમયાંતરે મીટીંગો યોજાતી રહી જેના કારણે જ્ઞાતિમાં સુવર્ણજ્યંતિ મહોત્સવ અને પંચમ અધિવેશન માટેનો ઉત્સાહ બેવડાતો ગયો.



## ૨.૦૫.૨૦૧૦

તા. ૨-૫-૨૦૧૦ સ્વર્ણિમ મહોત્સવની શરૂઆતમાં શાસ્ત્રોકત વિધીથી સમાજના પ્રમુખશ્રી રામજીભાઈ નાકરાણી તથા સ્વર્ણિમ મહોત્સવ ચેરમેન શ્રી ગંગારામભાઈ સાંખલાના વરદ હસ્તે જ્ઞાતિજનોની વિશાળ હાજરીમાં વિજય સ્તંભની સ્થાપના કરી વિજય ધ્વજ લહેરાવ્યો હતો.

## ૭.૫.૨૦૧૦

સમગ્ર કચ્છ કડવા પાટીદાર સમાજમાં ઉતેજના જગાવનાર અસાધારણ સામાન્ય સભા પ્રમુખશ્રી રામજીભાઈ કરમશી નાકરાણીના અધ્યક્ષ સ્થાને તા. ૭.૫.૧૦ના પાટીદાર વિદ્યાર્થીભવન નખત્રાણામાં વિશાળ જનમેદનીની ઉપસ્થિતિમાં સભા મળી જે અનેક રીતે ઐતિહાસિક બની રહી. જેમાં મંત્રીશ્રી વાલજીભાઈ હીરજીભાઈ ચૌહાણે સભા સંચાલનનો દોર હાથમાં લીધેલ. મહામંત્રીશ્રી મોહનભાઈ શીવજીભાઈ ધોળુ દ્વારા સુચીત સુધારા સાથેની બંધારણની એક એક કલમ અને પેટા કલમની રજૂઆત કરવામાં આવી જેને ઉપસ્થિત આજીવન સભ્યોએ હાથ ઉંચા કરી અને પાસ શબ્દોથી બહાલી આપવામાં આવી. સુચિત નવા બંધારણના મુદા ૧, એક થી ૨૯, ઓગણત્રીસ, (પેટા કલમો સાથે) ને પ્રમુખશ્રી રામજીભાઈ કરમશી નાકરાણી એ સર્વાનુમતે મંજુર થયેલ જાહેર કરતાં તેને તાળીઓથી વધાવી લેવામાં આવ્યું.

## ૮.૫.૨૦૧૦

તા. ૮.૫.૨૦૧૦ના રોજ સમાજના પ્રમુખશ્રી રામજીભાઈ નાકરાણીના અધ્યક્ષ સ્થાને સમાજના મુખ્ય કાર્યાલય નખત્રાણા મધ્યે વિષયવિચારણી સમિતિની સભામાં ભારતભરની સમાજો પાસેથી આવેલ સુચનો સાથે સુધારા વધારા કરીને જ્ઞાતિના રીતરીવાજો અને ધારાધોરણોના ૧ થી ૧૯ ઠરાવો આગામી અધિવેશનમાં રજુ કરવા માટે મંજુર કરવામાં આવ્યા. સભા સંચાલન મંત્રીશ્રી વાલજીભાઈ ચૌહાણે કરેલ.

અગાઉના તમામ મહોત્સવ પાટીદાર વિદ્યાર્થી ભવનમાં યોજાતા આવ્યા છે પરંતુ સમગ્ર ભારતનો ઉત્સાહ અને વિશાળ સંખ્યામાં વાહનો સાથેની હાજરીને સુવર્ણજ્યંતિ મહોત્સવ માટે બોર્ડીંગની ઉત્તર બાજુ રામેશ્વર મંદિર ગ્રાઉન્ડ તેમજ રવજીભાઈ અરજણ કેસરાણી અને સામજીભાઈ અરજણ કેસરાણીની વાડીમાં સભા મંડપ, ભોજન મંડપ, કૃષિ મેળો, બિઝનેસ સ્ટોલ, બાળનગરી વગેરેનું આયોજન કરવામાં આવેલ અને સમાજના દરેક સંકુલો નખત્રાણા શહેરના રસ્તાઓ વગેરે લાઈટથી શણગારવામાં આવ્યાં.

## ૯.૫.૨૦૧૦

તા, ૯.૫.૨૦૧૦ રવિવારનાં સવારમાં સુર્યના સોનેરી કીરણો નખત્રાણાની ધરતી ઉપર પ્રસરવાની શરૂઆત થઈ તેની સાથે જ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના ઈતિહાસના પૃષ્ઠો ઉપર સુવર્ણ અક્ષરોએ લખવાની શરૂઆત થઈ. છેલ્લા એક વર્ષથી જે ક્ષણની સમગ્ર જ્ઞાતિજનો ઈંતેજારી કરી રહ્યાં હતાં તે ક્ષણ આવી પહોંચી.

શોભાયાત્રાની દેવાશિષ હોસ્પિટલથી શરૂઆત થવાની હોવાથી વહેલી સવારથી દેવાશિષ હોસ્પિટલના ગ્રાઉન્ડમાં જ્ઞાતિ જનો એકત્ર થવા લાગ્યા. દરેકના ચહેરા ઉપર અદમ્ય ઉત્સાહ પ્રસરી રહ્યો હતો. ટ્રસ્ટીશ્રીઓ, હોદેદારશ્રીઓ, કારોબારીના સભ્યો સુંદર મજાના સાફા બંધાવી સજ્જ થયા હતા. સમાજના ૨૯ ઝોન પોતાના અલગ અલગ ડ્રેસ કોડમાં ઉપસ્થિત થયા. પ્રથમ મસાલ પ્રગટાવી વિશાળ શોભાયાત્રાને પ્રસ્થાન કરાવવામાં આવી. આ શોભા યાત્રાના કન્વીનર શ્રી રમેશભાઈ ધોળુ અને તેમની ટીમના અથાક પ્રયત્નો દ્વારા ભવ્ય શોભા યાત્રાનું આયોજન કરવામાં આવ્યું હતુ.

સમાજના પ્રમુખશ્રી તથા ટ્રસ્ટિશ્રીઓ હોદેદારશ્રીઓ શણગારેલી ખુલ્લી જીપમાં તથા કારોબારી સભ્યો, ૨૯ ઝોનના પ્રતિનિધિઓ શણગારેલા ૨૯ ટ્રેકટરોમાં રસ્તાની બંને બાજુની મેદનીનું અભિવાદન જીલતા પસાર થયા ત્યારે આગળ બેન્ડ પાર્ટી થોડે આગળ મોટર સાયકલોની રેલી તથા કળશ ધારી બહેનો અને ફટાકડાની આતસબાજી સાથે ઉમિયા માતાજીની જય, સનાતન ધર્મની જય, લક્ષ્મીનારાયણ ભગવાનની જય ઘોષથી વાતાવરણ ગુંજી ઉઠ્યું હતું. પશ્ચિમ કચ્છના પાટનગરના ઈતિહાસમાં અદ્‌ભૂત દ્રશ્યો ખડા થયાં પચાસ હજાર ઉપરાંતની જ્ઞાતિ જનોની વિશાળ શોભા યાત્રાને નિહાળવા સમગ્ર નખત્રાણાની જનતા રસ્તાની બન્ને બાજુ ગોઠવાઈ જઈ શોભા યાત્રાને નિહાળી રહી હતી.

શોભાયાત્રા સમયસર સભાસ્થળે પહોંચેલ. શોભાને કળશધારી કન્યાઓએ સમાજના વડીલોનું કુમકુમથી તિલક કરી સ્વાગત કરેલ, સૌ પ્રથમ સમાજના પ્રમુખ તથા મહોત્સવ ચેરમેનશ્રી, ટ્રસ્ટિશ્રીઓ, હોદેદારશ્રીઓએ સભામાં પ્રવેશ કરી વિશાળ સ્ટેજ ઉપર સ્થાન ગ્રહણ કરેલ. ત્યારબાદ ૨૯ ઝોને ઝોન બેનર સાથે પ્રસ્તુતિ સાથે ક્રમસર સભા મંડપમાં પ્રવેશ કરીને રોમાંચકતા સાથે સભા મંડપમાં સ્થાન ગ્રહણ કરેલ.



સભામંડપના વિશાળ સ્ટેજ ઉપર સમાજના વડીલો, હોદેદારો ટ્રસ્ટિશ્રીઓ અને આમંત્રીત રાજકીય મહાનુભાવોએ સ્થાન ગ્રહણ કરેલ. સમાજના પ્રમુખશ્રી રામજીભાઈ નાકરાણી

તથા આયોજન સમિતિના ચેરમેન ગંગારામભાઈ સાંખલા, ગુજરાત રાજ્યના કેબીનેટ મંત્રીશ્રી નરોતમભાઈ તથા અન્ય મહાનુભાવોએ મા ઉમિયા અને ભગવાન શ્રી લક્ષ્મીનારાયણ આગળ દીપ પ્રાગટ્ય કરી સુવર્ણજયંતિ મહોત્સવ ખૂલ્લો મુકવાની જાહેરાત ને જયઘોસ અને હર્ષનાદથી વધાવી લેવામાં આવી.



સ્વર્ણિમ મહોત્સવમાં સ્વાગત પ્રવચન કરતાં ચેરમેન શ્રી ગંગારામભાઈ સાંખલાએ જણાવેલ કે સમાજ જે પ્રસંગની ઘણાં લાંબા સમયથી રાહ જોતો હતો તે પ્રસંગ આવી પહોચ્યો છે. સમાજે ૧૯૬૦થી વિકાસની કેડી કંડારી છે. તેનો સુવર્ણ જ્યંતિ મહોત્સવ ઉજવાઈ રહ્યો છે. સૌને શબ્દોથી આવકારવાની સાથે સુવર્ણ જ્યંતિ મહોત્સવની આછી રૂપરેખા આપેલ.

સમાજના પ્રમુખશ્રી રામજીભાઈ નાકરાણીએ જણાવેલ કે સમાજનો જે રીતે વિકાસ થઈ રહ્યો છે ત્યારે સમાજમાં એક થઈને રહેવું તેમજ ભવિષ્યમાં કોઈપણ મુશ્કેલી આવે તો સંગઠીત થઈને સામનો કરવો અને સમાજમાં સંપ સંગઠન જળવાઈ રહે તેવી ભાવના વ્યક્ત કરેલ. ત્યારબાદ બંને મહાનુભાવોએ ઉપસ્થિત રાજકીય, સામાજિક મહેમાનોનું પુષ્પગુચ્છ શાલ તથા સ્મૃતિ ચિન્હ અર્પણ કરી સન્માન કરેલ.

પ્રાસંગિક પ્રવચનમાં કેબીનેટ મંત્રી નરોત્તમભાઈ પટેલે જણાવ્યું કે કચ્છના કડવા પાટીદારે ભારત ભરમાં શક્તિશાળી સમાજ તરીકે પ્રસિધ્ધિ મેળવી છે. છેલ્લાં ૫૦ વર્ષમાં વિકાસની હરણફાળ ભરી છે. કડવા પાટીદારના દિકરાના નાતે સુવર્ણજ્યંતિ મહોત્સવમાં સહભાગી થવાનો મોકો મળ્યો તે મારી જાતને ધન્ય માનું છું.

ગુજરાત રાજ્યના કચ્છી મંત્રી વાસણભાઈ આહીર, માંડવી ધારાસભ્ય ધનજીભાઈ સેંગાણી, મુન્દ્રાના ધારાસભ્ય રમેશભાઈ મહેશ્વરી, અંજારના ધારાસભ્ય નીમાબેન આચાર્ય ઉંઝાના ધારાસભ્ય નારણભાઈ પટેલ, છતીસગઢના ધારાસભ્ય દેવજીભાઈ પટેલ, મોરબીના ધારાસભ્ય કાંતિભાઈ અમૃતિયા વગેરેએ પોતાના વિચારો વ્યક્ત કરેલ અને મહોત્સવને સુભેચ્છા પાઠવેલ. સભા સંચાલન જ્યંતિભાઈ રામાણી તથા વાલજીભાઈ ચૌહાણે કરેલ.

**સમાજની સ્થાપના સમયના પાયાના પથ્થર એવા વડીલો એવા (૧) ભીમજીભાઈ કેસરા લીંબાણી (૨) પરબતભાઈ લખુભાઈ પોકાર (૩) નારાણભાઈ શીવજીભાઈ નાકરાણી (૪) શીવદાસભાઈ કાનજી નાકરાણી (૫) ખીમજીભાઈ નાગજીભાઈ લીંબાણીનું મરણોતર શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ જ્ઞાતિ રત્ન એવોર્ડથી સન્માન કરવામાં આવ્યું.**

સભા સંચાલન યુવાસંઘના પ્રમુખ જ્યંતિભાઈ રામાણી તથા સમાજના મંત્રી શ્રી વાલજીભાઈ ચૌહાણે કરેલ.

## ૯-૫-૨૦૧૦
## બપોરનું સત્ર

બપોર બાદના સત્રમાં પૂર્વ નિર્ધારિત કાર્યક્રમ મુજબ સમાજના વિવિધ પ્રતિભા ધરાવતાં મહાનુભાવોને સનમાનવામાં આવેલ હતા. તેમનું સંચાલન પ્રતિભાશોધ સમિતિના કન્વીનર પન્નાલાલભાઈ પટેલ તથા ભીમજીભાઈ પટેલે કરેલ.

ત્યારબાદ તરત જ ભૂતપૂર્વ વિદ્યાર્થી સંમેલનમાં ઉપસ્થિત માજીવિદ્યાર્થી દ્વારા સમાજના વિકાસમાં માજી વિદ્યાર્થીઓએ આપેલ યોગદાનની માહિતી આપવામાં આવેલ અને માજીવિદ્યાર્થીઓ સમાજને ઉપયોગી બને તેનું માર્ગદર્શન આપવામાં આવેલ.

માવજીભાઈ ભગત, શંભુભાઈ ગોગારી, કાંતિભાઈ લીંબાણી, ડૉ. રામજીભાઈ કેશરાણી, ડૉ. ધીરૂભાઈ લીંબાણી, મનજીભાઈ પટેલ, પ્રેમજીભાઈ કેશરાણી, ડૉ. પ્રેમજીભાઈ ગોગારી, રતીભાઈ પોકાર, કરસનભાઈ સેંઘાણી, શંકરભાઈ વાડીયા, અમરતભાઈ ગોરાણી, હરિભાઈ પોકાર, ડાયાભાઈ પટેલ, ગંગારામભાઈ સાંખલા, વિગેરે માજી વિદ્યાર્થીઓએ શિક્ષણ અંગે પોતાના વિચારો અને પોતાના વિદ્યાર્થીકાળના વિદ્યાર્થી હોસ્ટેલના અનુભવો વર્ણવ્યા હતા અને આ સત્રની આભાર વિધી સામજીભાઈ પટેલે તથા સ્ટેજ સંચાલન ચંદુભાઈ નાકરાણીએ કરેલ હતું.

ત્યારબાદ બિઝનેશ અને કેરીઅર થીમના કન્વીનરશ્રી અરૂણભાઈ કરસનભાઈ ચૌધરીએ તેમના સત્રની શરૂઆત કરતા સૌના સ્વાગત સાથે બિજનેશ અને કેરીઅર અંગે જાણકારી સાથે આ અંગેના અન્ય કાર્યક્રમો અન્ય ડોમમાં સતત ત્રણ દિવસથી વિવિધ ફેકલટીના નિષ્ણાતોને બોલાવીને રજુ કરવામાં આવશે જેનો લાભ લેવા જણાવેલ.

ભવાનભાઈ લીંબાણી, સત્યેનભાઈ પોકાર, જય વસાવડા પોતાના બિજનેસના અનુભવોના આધારે બિઝનેસમાં કઈ રીતે પ્રગતિ સાધી શકાય તેનું માર્ગદર્શન આપેલ હતું.

આરોગ્ય અંગેના કાર્યક્રમમાં સમિતિના કન્વીનર મહેન્દ્રભાઈ સેંઘાણીએ તથા જયશ્રીબેન પ્રેમજીયાણીએ કેન્સર અંગે વિશેષત્વ બહેનોને થતાં કેન્સર અંગે માર્ગદર્શન આપેલ અને તે યોગના પ્રયોગો બતાવી શરીર સ્વાસ્થ્ય અંગે કાર્યકમ રજુ કર્યો હતો.



મહોત્સવની પ્રથમ રાત્રીએ સાંસ્કૃતિક કાર્યક્રમ યોજવામાં આવ્યો જે મોડીરાત્રી સુધી ચાલેલ. પ્રેક્ષકોને જકડી રાખતા કાર્યક્રમો અહમદનગર, વેસલપર, પદમપૂર, નખત્રાણા, આણંદ, ભુસાવળ, જીયાપર, નાશીક, અંકલેશ્વર, રાયણ,

સૌરાષ્ટ્ર ઝોન, કોટડા જડોદર, નાના અગીયા, ખોભડી અને નાગપૂર સમાજના કળાકારો દ્વારા રજૂ કરવામાં આવેલા આ કાર્યક્રમોનું સંચાલન સાંસ્કૃતિક સમિતિના કન્વીનર નરસિંહભાઈ ભાવાણી દ્વારા કરવામાં આવ્યું.



## ૧૦-૫-૨૦૧૦

તા. ૧૦-૫-૨૦૧૦ના વહેલી સવારે ૫-૦૦ કલાકે વિશ્વ પ્રસિધ્ધ યોગ ગુરૂ બાબા રામદેવજી મહારાજ પતંજલી યોગ પીઠ હરિદ્વાર સભા સ્થળે પધારી દીપ પ્રગટાવ્યા બાદ યોગ શિબીરમાં યોગાસનનાં ફાયદા સમજાવી સ્વયોગ દ્વારા સતત બે કલાક સુધી ઉપસ્થિત મોટી સંખ્યાના લોકોને યોગ અંગે માર્ગદર્શન આપેલ. યોગ શિબીરનો કાર્યક્રમ પૂર્ણ કર્યા બાદ નિર્ધારીત કાર્યક્રમ મુજબ સવારનાં ૯.૦૦ કલાકે યોગ ગુરૂ રામદેવજી મહારાજનું સભામંડપમાં તાળીઓના ગડગડાટ વચ્ચે ભવ્ય સ્વાગત કરવામાં આવ્યું.

સમાજના પ્રમુખશ્રી રામજીભાઈ નાકરાણીએ તથા ચેરમેનશ્રી ગંગારામભાઈ સાંખલાએ રામદેવજી મહારાજનું પુષ્પગુચ્છ, સાલ, અને સ્મૃતિચિન્હ અર્પણ કરી સન્માન કરેલ. સભાને સંબોધન કરતાં શ્રી રામદેવજી મહારાજે જણાવ્યું કે આપણી સનાતન વૈદિક સંસ્કૃતિ લાખો વર્ષ પૂરાણી છે. સમગ્ર આર્યવૃત્ત એક હતું. અત્યારે અસ્તિત્વમાં આવેલ ક્રિશ્ચિયન ધર્મને ૨૦૦૦ બે હજાર વર્ષ થયા છે. જ્યારે મુસ્લીમ ધર્મ ૧૪૦૦ ચૌદશો વર્ષનું આયુષ્ય ધરાવે છે. આજના કહેવાતા દરેક ધર્મો અગાઉ સનાતની ધર્મ જ હતા. આપણાં ધર્મના ગર્ભાધાનથી અંતેષ્ઠી સુધીના ૧૬ સંસ્કારો ઉપર બોલતાં જણાવેલ કે અંતિમ સંસ્કાર એટલે અગ્નિસંસ્કાર જ હોવો જોઈએ. કડવા પાટીદારો ભારતના દરેક ક્ષેત્રે જ્ઞાતિનું ગૌરવ વધારી રહ્યા છે. ત્યારે ભાવી પેઢીમાં કોઈ ખોટા કુલક્ષણોની અસર સમાજના સંસ્કારો ઉપર ન પડે તેની કાળજી લેવી પડશે. સમાજમાં સરદાર વલ્લભભાઈ પટેલ જેવી રાષ્ટ્રભાવના કેળવવા હાકલ કરી હતી. તેમજ સમાજમાં શિક્ષણનું સ્તર ઉંચુ લાવવા વધુ શિક્ષણ સંકુલો ઉભા કરવા જણાવ્યું હતું.

શ્રી અ. ભા. કચ્છ કડવા પાટીદાર સમાજે સુવર્ણજયંતિ પ્રસંગે કચ્છના કડવા પાટીદારોનો ઈતિહાસ ગ્રંથ તૈયાર કરેલ ઈતિહાસવીદ સોવિનયર સમિતિ દ્વારા અથાગ પ્રયત્નો બાદ કડવા પાટીદારોના ભૂતથી વર્તમાન સમય સુધીના ઈતિહાસને શબ્દશ તૈયાર કરેલ ગ્રંથનું સવારના સત્રમાં કન્વીનરશ્રી અબજીભાઈ વિશ્રામભાઈ કાનાણી અને સમિતિના સભ્યોની હાજરીમાં યોગ ગુરૂ રામદેવજી મહારાજની સાથે સમાજના પ્રમુખશ્રી રામજીભાઈ નાકરાણી તથા ચેરમેનશ્રી ગંગારામભાઈ સાંખલા ઉમિયા માતાજી સંસ્થાન ઉંઝાના પ્રમુખ શ્રી કેશવલાલ શેઠ તથા વિમોચન દાતાશ્રી રવિલાલભાઈ કેસરાભાઈ રામજીયાણી તથા સામજીભાઈ નારણભાઈ નાકરાણી દ્વારા વિમોચન કરવામાં આવ્યું હતું તથા ઉમિયા માતાજી સંસ્થાન વાંઢાયના સ્મૃતિગ્રંથનું વિમોચન સંસ્થાના હોદ્દેદારો તથા વિમોચન દાતાશ્રી રવજીભાઈ રામજીભાઈ ચોપડા તથા નારણભાઈ મનજી વેલાણીના વરદ હસ્તે કરવામાં આવ્યું હતું.

સમાજની સ્થાપનાથી અત્યાર સુધીમાં સમાજ વિકાસમાં યોગદાન આપનાર વડીલોને જ્ઞાતિ ગૌરવ એવોર્ડથી સન્માનીત કરવામાં આવ્યા. જ્ઞાતિ ગૌરવ મેળવનાર મહાનુભાવોના તથા તેમના વંશજોનો સમાજના પ્રમુખ શ્રી તથા ચેરમેનશ્રી તથા ઉપસ્થિત મહાનુભાવોના વરદ હસ્તે જ્ઞાતિ ગૌરવ એવોર્ડથી સન્માનિત કરવામાં આવ્યાં હતાં.

| જ્ઞાતિ ગૌરવ મેળવનાર મહાનુભાવો | | |
|---|---|---|
| ૧. | કરશનભાઈ શીવદાસભાઈ દિવાણી | વિરાણી મોટી. |
| ૨. | નથુભાઈ નાનજીભાઈ કેશરાણી | નખત્રાણા. |
| ૩. | રતનશીભાઈ ખીમજીભાઈ ખેતાણી | વિરાણી મોટી. |
| ૪. | શીવજીભાઈ જેઠાભાઈ નાકરાણી | કોટડા જડોદર. |
| ૫. | અરજણભાઈ રામજીભાઈ ભગત | દુજાપર ભુજ. |
| ૬. | પ્રેમજીભાઈ પુંજાભાઈ વાસાણી | વિથોણ. |
| ૭. | મનજીભાઈ વાલજીભાઈ સાંખલા | ઉખેડા. |
| ૮. | લાલજીભાઈ ભાણજીભાઈ પોકાર | ટોડીયા. |
| ૯. | ખીમજીભાઈ કચરાભાઈ મૈયાત | રવાપર કુદબોર. |
| ૧૦. | વિશ્રામભાઈ કાનજીભાઈ દિવાણી | દેશલપર ગુંતલી, સિકંદરાબાદ. |
| ૧૧. | ખીમજીભાઈ લખમશીભાઈ લીંબાણી | નખત્રાણા કોલકતા. |
| ૧૨. | કરશનભાઈ ભીમજીભાઈ લીંબાણી | કોટડા. |
| ૧૩. | વિરેન્દ્રભાઈ શીવદાસભાઈ નાકરાણી | વિરાણીમોટી મુંબઈ. |
| ૧૪. | કરમશીભાઈ શીવદાશભાઈ પટેલ | રવાપર. |
| ૧૫. | રામજીભાઈ નારણભાઈ રામાણી | નખત્રાણા. |

ઉમિયા માતાજી સંસ્થાન ઉંઝાના મંત્રીશ્રી મણીભાઈએ જણાવ્યું કે મા ઉમિયાના સમાજ ઉપર વિશેષ આશીષ ઉતરેલ છે. કચ્છના કડવા પાટીદારનો કચ્છ પ્રત્યેનો વતન પ્રેમ અને કચ્છ સાથે લગાવ છે તે ખૂબ જ બિરદાવેલ અને કચ્છના કડવા પાટીદારોમાં ચાલતા સંપ્રદાયિક મુદ્દા અંગે પણ સ્પષ્ટ વ્યક્તવ્ય આપેલ.



ઉમિયા માતાજી મંદિર સીદસરના ટ્રસ્ટી જયરામભાઈ વાંસજાળિયાએ જણાવેલ કે આપણો સમાજ ખેડૂત મટીને વેપારી બન્યો છે. તેના શિક્ષણ માટે ભંડોળ ભેગું કરીને આપણા સમાજના બાળકો શિક્ષણમાં કઈ રીતે આગળ આવે એવા શિક્ષણનો વ્યાપ વધે તેવા પ્રયત્નો કરવા જણાવ્યું. ઉમિયા

માતાજી મંદિર સુરતના પ્રમુખ શ્રી નરોત્તમભાઈ આઈ. પટેલ, ઉમિયા માતાજી સંસ્થાન વાંઢાયના પ્રમુખશ્રી રવિલાલભાઈ કેસરા રામજીયાણીએ પ્રાસંગિક પ્રવચનો કરેલ. મહોત્સવમાં વિશેષ દાન આપનાર સુવર્ણ જયંતિ મહોત્સવના મુખ્ય દાતાશ્રીઓ **(૧) માતૃશ્રી હિરૂબેન રામજીભાઈ ખીમજીભાઈ ભાવાણી સતરાવાળા પરિવાર - સુરત-રસલીયા (૨) માતૃશ્રી વાલબાઈ હીરાલાલ ગોપાલભાઈ સાંખલા પરિવાર, દિલ્હી - રસલીયા (૩) પટેલ વુડ પ્રોડક્ટસ લી.-દિલ્હી - ખોંભડી પટેલ ગોલ્ડન ટીમ્બર્સ પ્રા. લી. (પી.જી. ગ્રુપ) દિલ્હી - ખોંભડીવાળાનું શ્રી રામજીદેવજી મહારાજના વરદ હસ્તે પુષ્પ ગુચ્છ સાલ સ્મૃતિ ચિન્હ અર્પણ કરીને બહુમાન કરવામાં આવ્યું.**

## તા. ૧૦.૫.૨૦૧૦ બપોરનું સત્ર

બીજા દિવસના બપોરના સત્રમાં મહિલા સંઘની સભાનું આયોજન મહિલા સંઘના પ્રમુખ શ્રીમતી પ્રભાબેન માકાણીના અધ્યક્ષ સ્થાને મળેલ. દિપ પ્રાગટ્ય બાદ મહિલા સંઘના મહામંત્રી શ્રીમતી સુશિલાબેન કે. પાટીદારે સ્વાગત પ્રવચન કરેલ. મહિલા સંઘની સભામાં ભારતભરની સમાજની મહિલાઓ બહોળી સંખ્યામાં ઉપસ્થિત રહ્યાં હતાં. મહિલા સંઘના વડીલ શ્રીમતી ભાનુબહેન, શ્રીમતી લક્ષ્મીબહેન, પૂર્વ પ્રમુખ શ્રીમતી ગંગાબહેન, પૂર્વ પ્રમુખ શ્રીમતી રતન બહેન, શ્રીમતી કમળા બહેન, શ્રીમતી રમિલાબહેન, શ્રીમતી શાંતાબહેન શેઠિયા, શ્રીમતી રૂક્ષ્મણી બહેન અને શ્રીમતી જયાબહેન રામજીયાણી એ મહિલાઓને સાચી મહિલાઓ બની રહેવા શીખામણ આપી.

મહિલા સંઘના પ્રમુખ શ્રીમતી પ્રતિભાબેન માકાણીએ જણાવેલ કે આપણી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ તરફથી જે આદેશ આપવામાં આવે તેનું આપણે પુરે પુરૂં પાલન કરવું જોઈએ અને જ્ઞાતિના રીત રીવાજોમાં વધારો ન થાય તે ખાસ ધ્યાન રાખવું જોઈએ.

મહિલા સંઘના સંમેલન બાદ કચ્છના લેવા પટેલના આગેવાનો શ્રી આર. આર. પટેલની આગેવાની હેઠળ પધારતાં સમાજના પ્રમુખશ્રી રામજીભાઈ નાકરાણીએ સ્વાગત સન્માન કરેલ શ્રી આર. આર. પટેલે પ્રાસંગિક પ્રવચન કરતાં જણાવેલ કે કડવા પાટીદાર સમાજ સાથે અમારો વર્ષોથી નાતો છે. આપણે સૌ એ કડવા લેવાના ભેદભાવ ભૂલી સમાજ વિકાસના કાર્યો કરવા જોઈએ. યુવાનોને શીખ આપતાં જણાવેલ કે સમાજના યુવાનોએ મંચનો મોહ ન રાખતાં પડદા પાછળ રહીને સમાજના વડીલોના માર્ગદર્શન પ્રમાણે કાર્ય કરવું જોઈએ.

મહિલા સંઘના સંમેલન બાદ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવા સંઘનું સંમેલન યુવા સંઘના પ્રમુખ શ્રી જયંતિભાઈ રામાણીના અધ્યક્ષ સ્થાને મળેલ દીપ પ્રાગટ્યથી સંમેલનને ખુલ્લું મુક્યા બાદ યુવા સંઘના સ્થાપક પ્રમુખશ્રી ખીમજીભાઈ લીંબાણીએ યુવા સંઘની સ્થાપનાથી વર્તમાન સુધીનો વિગતવાર અહેવાલ આપેલ. યુવા સંઘની વિસ્તૃત માહિતી યુવા સંઘના પ્રવક્તા વિઠ્ઠલભાઈ માવાણીએ આપેલ. યુવાનોએ ભવિષ્યમાં કાર્ય કરવા માટે મીશન ૨૦૨૦ અંગેની માહિતી આપી હતી. મહેન્દ્રભાઈ સંઘાણીએ કેન્સરના ચેકઅપ કેમ્પો કરેલ તેમની માહિતી આપેલ, બીઝનેસ સેલ અંગેની માહિતી ગૌતમ કેસરાણીએ આપેલ. વસ્તી પત્રકની માહિતી પ્રકાશ માવાણીએ આપેલ, યુવા સંઘ દ્વારા યુવતી સેલની રચના કરવામાં આવી તેમને નર્મદાબહેન સેંઘાણીએ બિરદાવેલ. પ્રમુખશ્રી જયંતિભાઈ રામાણીએ યુવા સંઘના વર્તમાન અને ભવિષ્યના કાર્ય અંગેની વિસ્તૃત માહિતી આપેલ.

યુવાસંઘ તા. ૧૦-૫-૨૦૧૦ બપોર પછીના સત્રમાં મહેશભાઈ છાભૈયા, વિશ્રામભાઈ પટેલ, ભરતભાઈ પોકાર, ગૌતમભાઈ કેસરાણી, પ્રકાશ માવાણી, નર્મદાબેન સેંઘાણી, જયાબેન પ્રેમજીયાણી, નિતીનભાઈ લીંબાણી વિગેરેએ પોતાના વિચારો રજુ કરેલ.

યુવાસંઘના સંમેલન બાદ આર્ટ ઓફ લિવીંગના પ્રણેતા શ્રી રવિશંકર મહારાજના શિક્ષક અને પ્રશિક્ષક નિત્ય પ્રજ્ઞાજી ઉપસ્થિત થતાં સમાજનાં પ્રમુખશ્રી રામજીભાઈ નાકરાણીએ તેઓને શાલ ઓઢાડી સ્મૃતિ ચિન્હ આપી સ્વાગત સન્માન કરેલ નિત્ય પ્રજ્ઞાજીએ સમાજના સુવર્ણ જયંતિ મહોત્સવમાં સમાજે આધ્યાત્મિકનો સમાવેશ કરેલ છે. તેને બીરદાવતા અને આર્ટ ઓફ લિવિંગનો મર્મ સમજાવતા જણાવેલ કે મગજને શાંત રાખવા માટેના સરળ પ્રયોગો અંગે માર્ગદર્શન આપેલ.

ભગવાનશ્રી લક્ષ્મીનારાયણ અને ભગવાનશ્રી સ્વામિનારાયણની સ્તુતીની પ્રસ્તુતી સમયે સભા મંચ અને સભા મંડપમાં ઉપસ્થિત સર્વે જનો જાણે સંમોહક વિદ્યાના પ્રયોગો હેઠળ હોય એમ ઉભા થઈ સતત ભજન ધુનના તાલે નાચવા લાગ્યા હતા. સર્વે જનોને અલૌકીક દિવ્યતાની અનુભૂતિ થઈ હતી. આ સત્રનું સંચાલન મહામંત્રીશ્રી મોહનભાઈ ધોળુ તથા મંત્રીશ્રી વાલજીભાઈ ચૌહાણે કરેલ.

રાત્રીના કાર્યક્રમોમાં સ્વર્ણિમ સથવારે ચાલ્યા સમગ્ર કડવા પાટીદાર નાટીકા શ્રી અખીલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સારસ્વતમ પરિવાર દ્વારા પ્રસ્તુત કરવામાં આવેલ (સંચાલન પ્રોફેસર ડો. વસંતભાઈ ધોળું તલોદ) સમાજના અંધકાર યુગથી વર્તમાન પ્રસંગોને વણી લેતી નાટીકામાં ૨૦૫ વર્ષ પહેલાં પૂજ્ય કેસરા પરમેશ્વરાએ શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયના સંતો મુક્તાનંદજી સ્વામી તથા સ્વરૂપાનંદજી સ્વામીના વરદ હસ્તે કંઠી ધારણ કરી શુદ્ધ સનાતની

સ્વામીનારાયણ સંપ્રદાય સ્વીકાર્યો તથા સમાજના આદ્ય સુધારક નારણભાઈ રામજીભાઈ લિંબાણી વિરાણી વાળાએ ઉપાડેલ જન આંદોલનને વણી લેવામાં આવ્યું. નાટીકામાં સમાજને સનાતન ધર્મમાં વાળવાના જે પ્રયત્નો થયાં તે દ્રશ્યોને સ્ટેજ ઉપર આબેહુબ નિહાળી ઉપસ્થિત જ્ઞાતિ જનોના અશ્રુ વહી નિકળ્યા. આબેહુબ વેશભુષા અને ચોટદાર સંવાદોથી નાટકોના કલાકારોએ જ્ઞાતિજનોની વાહ વાહ મેળવેલી.

## તા. ૧૧.૫.૨૦૧૦ સવારનું સત્ર

તા. ૧૧.૫.૨૦૧૦ના મહોત્સવના સવારમાં ૮.૦૦ કલાકે સમાજના થીમ આધારીત કાર્યક્રમોમાં રાજકીય જાગૃત્તિ અને સામાજિક નેતૃત્વ અને કૃષિ અને પર્યાવરણ આરોગ્ય થીમ આધારીત કાર્યક્રમોનું આયોજન કરવામાં આવેલ.

રાજકીય જાગૃત્તિ અને સામાજિક નેતૃત્વમાં રાજકીય મહાનુભાવો ઉપસ્થિત રહ્યાં હતાં. તેમાં મુખ્ય મહેમાન પદે ભાજપના રાષ્ટ્રીય ઉપાધ્યક્ષ અને સાંસદ પુરૂષોત્તમભાઈ રૂપાલા અને કૃષિ મંત્રી દિલીપભાઈ સાંઘાણી ઉપસ્થિત રહ્યાં હતાં. રાજકીય જાગૃત્તિ સમિતિના કન્વીનર દેવજીભાઈ માવજીભાઈ લીંબાણી એ સ્વાગત પ્રવચન કરેલ અને સમાજના પ્રમુખ શ્રી રામજીભાઈ નાકરાણી એ સર્વે મહેમાનોનું શાલ ઓઢાડીને સ્મૃતિ ચિન્હ આપી સન્માન કરેલ.

કૃષી અને પર્યાવરણ વિષય ઉપર કૃષી મંત્રી દીલીપભાઈ સાંઘાણીએ પોતાના પ્રવચનમાં જણાવેલ કે કચ્છના ખેડૂતોએ આધુનિક ટેકનોલોજીનો ઉપયોગ કરવો જોઈએ. સરકાર શ્રી તરફથી એ માટે પુરતી સહાય અને માર્ગદર્શન મળશે. એજ રીતે ટપક પધ્ધતિ અપનાવીને પાણીનો બચાવ કરવા ભલામણ કરેલ. સાંસદ અને ભાજપ રાષ્ટ્રીય ઉપાધ્યક્ષ માનનિય શ્રી પુરૂષોત્તમભાઈ રૂપાલાએ જણાવેલ કે સુવર્ણજ્યંતિ પ્રસંગે જ્ઞાતિજનો દ્વારા જે એક કરોડ વૃક્ષો વાવવાનો સંકલ્પ કરાયો છે તે બાબતે સમાજને લાખ લાખ ધન્યવાદ. એજ રીતે સમાજની ન્યાય પધ્ધતિ પણ સરાહનિય છે. સમગ્ર વિશ્વમાં પાટીદારોએ પોતાના કાંડાના બળે પ્રગતિ સાધી છે. એજ રીતે બહેનોએ પશુપાલન અને બાળ ઉચ્છેરમાં વધુ ધ્યાન આપવું જોઈએ. સમાજમાં સાચા લોકોની પડખે રહેવું જોઈએ. યુવાનોએ રાજકીય ક્ષેત્રે આગળ આવવું જોઈએ. કૃષિ અને પર્યાવરણ થિમના કન્વીનર ડો. પ્રેમજીભાઈ ગોગારીએ ઉપસ્થિત મહાનુભાવોને ચંદન વૃક્ષોના રોપા આપી સન્માન કરેલ. આ સત્રનું સંચાલન કેશુભાઈ પારસિયા અને જ્યંતિભાઈ રામાણીએ કરેલ.

## ૧૧.૫.૨૦૧૦ બપોરનું સત્ર

બપોરનાં સત્રમાં સમાજનાં ૨૯ ઝોનનાં પ્રતિનિધીઓનું સંમેલન યોજવામાં આવ્યું સમાજના વિકાસ અને સમાજ સાથેના ઝોનના સંબંધો વિશે વિચારો રજુ કરવામાં આવ્યા. સમાજના દરેક ઝોન દ્વારા પોતાના વિચારો રજુ કરેલ મુખ્યત્વે

## સમાજ વિકાસ ચિંતન ૨૯ ઝોન દ્વારા

| | |
|---|---|
| તામીલનાડુ-કેરાલા | ચુનીભાઈ ચોપડા |
| આંધ્રપ્રદેશ | રવજીભાઈ ચૌધરી |
| ઉતર કર્ણાટક | નાનજીભાઈ પોકાર |
| દક્ષિણ કર્ણાટક | ખીમજીભાઈ પોકાર |
| છતિસગઢ | પન્નાલાલભાઈ દિવાણી |
| આસનશોલ | અંબાલાલભાઈ ધોળુ |
| પશ્ચિમ બંગાલ | ઈશ્વરભાઈ રૂડાણી |
| મધ્ય પ્રદેશ માલવા | વેલજીભાઈ નાકરાણી |
| ઉતર ભારત | લક્ષ્મણભાઈ ચૌહાણ |
| બૃહદ મુંબઈ | છગનભાઈ પટેલ |
| વિદર્ભ | હરિભાઈ સાંખલા |
| મધ્ય મહારાષ્ટ્ર | પ્રહલાદભાઈ નાકરાણી |
| દક્ષિણ મહારાષ્ટ્ર ગોવા | મોહનભાઈ નાકરાણી |
| પુના સોલાપુર | સોમજીભાઈ દિવાણી |
| દક્ષિણ ગુજરાત | પુરષોતમભાઈ ભગત |
| મધ્ય ગુજરાત | ધરમશીભાઈ ચૌહાણ |
| અમદાવાદ | નાનજીભાઈ છાભૈયા |
| ઉતર ગુજરાત | રવજીભાઈ ચૌધરી |
| ઉતર સાબરકાંઠા | રવજીભાઈ પોકાર |
| દક્ષિણ સાબરકાંઠા | પુનમભાઈ ધોળુ |
| સૌરાષ્ટ્ર | બાબુભાઈ વાસાણી |
| નખત્રાણા | સુરેશભાઈ વાલાણી |
| લખપત | પુરૂષોતમભાઈ રવાણી |
| માંડવી | લખમશીભાઈ પટેલ |
| ભુજ | ડાયાભાઈ પાચાણી |

ઈત્યાદીએ પોતાના સમાજ ઉપયોગી વિચારો રજૂ કરેલ. દરેક ઝોને એક એક કેન્દ્રિય સમાજ વધારે મજબૂત બને અને આપણો સૌ સમાજને સહયોગી બનીએ એવો ભાર મુકેલ.

ઓરિસ્સા, બિહાર, ઝારખંડ, મધ્ય પ્રદેશ, મહાકૌશલ, રાજસ્થાનના પ્રતિનિધિઓએ સમાજ વિકાસ અંગેના પોતાના વિચારો રજુ કરેલ હતા.

તા. ૧૧-૫-૨૦૧૦ રાત્રે ૯.૦૦ કલાકે યુવા મંથન અંતર્ગત કાર્યક્રમમાં સુરેશ પટેલ તથા શ્રીમતી મીરા પટેલ અને અન્ય કલાકારો દ્વારા ડાયરો પ્રસ્તુત કરવામાં આવ્યો હતો. જેને જ્ઞાતિજનોએ મનભેર માણ્યો હતો.

# ૧૨.૫.૨૦૧૦ - પંચમ્ અધિવેશન



મહોત્સવના ચોથા દિવસે જ્ઞાતિનું પંચમ અધિવેશન મળવાનું હોવાથી સમાજના પ્રમુખશ્રી રામજીભાઈ કરમશીભાઈ નાકરાણી તથા મહોત્સવ ચેરમેનશ્રી ગંગારામભાઈ હિરાલાલ સાંખલા તથા સમાજના ટ્રસ્ટીશ્રીઓ હોદ્દેદારશ્રીઓ વડીલો સભા સ્થળે પધારતાં વાજતે ગાજતે કુમકુમનાં ચાંદલા કરીને સ્વાગત કરવામાં આવેલ.

પંચમ અધિવેશનને પ્રમુખશ્રી રામજીભાઈ કરમશી તથા ચેરમેનશ્રી ગંગારામભાઈ સાંખલા તથા સમાજના ઉપપ્રમુખશ્રીઓ, મહામંત્રીશ્રી, ટ્રસ્ટીશ્રીઓ, એ દિપ પ્રાગટ્ય કરીને અધિવેશનને ખુલ્લું મુક્યું ત્યારે સભાજનોના ઉમિયા માતાજીના તથા સનાતનધર્મના જયનાદ સાથે વાતાવરણ ગુંજી ઉઠ્યું હતું.

પંચમ અધિવેશનમાં ઉપસ્થિત જ્ઞાતિજનોનું શબ્દોથી સ્વાગત સમાજના ઉપપ્રમુખશ્રી મનસુખભાઈ વિશ્રામ રૂડાણીએ કરેલ અને મહોત્સવ ચેરમેન શ્રી ગંગારામભાઈ સાંખલાએ પ્રસંગ પરિચય આપેલ, સમાજના પૂર્વ પ્રમુખ ખીમજીભાઈ લખમશી લીંબાણી એ સમાજના પ્રથમ અધિવેશન ૧૯૬૦માં મળેલ ત્યારથી અત્યાર સુધીના મળેલ અધિવેશનોમાં લેવાતા નિર્ણયો દ્વારા જ્ઞાતિ ઉત્કર્ષ અને સંગઠન ક્ષેત્રે આવેલ પરિણામોની રજૂઆત કરેલ. અધિવેશનના અધ્યક્ષ રામજીભાઈ નાકરાણી દ્વારા જ્ઞાતિના રીત રીવાજો અને ધારા ધોરણોને સભા સમક્ષ રજૂ કરવાની મંજૂરી આપતાં ક્રમસર એક એક ઠરાવો રજૂ કરવામાં આવ્યાં. સભાજનોમાંથી ટેકો આપવામાં આવતો હતો. એટલે પ્રમુખશ્રી રામજીભાઈ દરેક ઠરાવને સર્વાનુમતે પાસ કરીને મંજૂરીની મહોર મારતા હતા. ત્યારે સુમધૂર વાજીંત્રો વગાડીને પ્રમુખશ્રીની મંજુરીને વધાવવામાં આવતી હતી.

જ્ઞાતિના રીત રીવાજો અને ધારાધોરણો ઠરાવ નં. ૧ થી ૧૭ વિના વિરોધ્ધે સર્વાનુમતે મંજૂર થયા. ત્યાર બાદ ઠરાવ નં. ૧૮નું વાચન કરવામાં આવ્યું. ત્યારે સભામાં બેઠેલા સતપંથ સમાજના ભાઈઓએ ઉભા થઈને વિરોધ કરી દેકારો મચાવતાં વાતાવરણમાં થોડો તનાવ પેદા થયો. પણ સભા જનોએ ઠરાવ નં. ૧૮ અને ત્યાર બાદ ઠરાવ નં. ૧૯ને થોડા વિરોધ વચ્ચે પ્રમુખશ્રીએ બહુમતિથી પસાર થયેલો જાહેર કરેલ. ઠરાવ નં. ૧ થી ૧૯ ને બહાલી મળ્યા બાદ પ્રમુખશ્રી રામજીભાઈ નાકરાણીએ પોતાના વક્તવ્યમાં જણાવેલ કે સમાજમાં થોડા સમયથી જે રીતે સમાજના કાર્યમાં રૂકાવટ કરવાના પ્રયત્નો થઈ રહ્યાં છે તે કમનસીબી છે. પચાસ વર્ષમાં સમાજે નેત્ર દિપક પ્રગતી કરેલી છે. આરોગ્ય ક્ષેત્રે નખત્રાણામાં દેવાશીષ હોસ્પીટલ ઉભી કરેલી છે. તો કરોડ વૃક્ષારોપણ અભિયાન દ્વારા પર્યાવરણ સુધારવાના કાર્યક્રમો ચાલી રહ્યાં છે. સમાજમાં આર્થિક સમૃધ્ધિ આવી છે. ત્યારે સમાજ વ્યસન મુક્ત બને, અંધ શ્રધ્ધાનો ભોગ ન બને, ભાગેડુ લગ્ન જેવાં કલંકિત કૃત્યો ન થાય, યુવા યુવતી સંસ્કારી બને, એવા પ્રયત્નો દરેક ઝોન અને દરેક સમાજે કરવાના રહેશે. રાષ્ટ્રમાં મોટા ઉદ્યોગપતિની હરોળમાં હજુ આપણે પહોંચ્યા નથી. ત્યાં પહોંચવાની તાકાત આપણે ઉભી કરવી છે. સમાજમાં માત્ર સનાતન ધર્મીની જય બોલાવવાથી નહીં ચાલે. તેમને આચરણમાં ઉતારવા દરેક સ્થળેથી પુરતા પ્રયત્નો કરવા પડશે. આ સુવર્ણજ્યંતિ મહોત્સવમાં તન મન ધનથી આપ જ્ઞાતિ જનોએ જે સહકાર આપ્યો છે સમાજને સમૃધ્ધ બનાવી છે. તે બદલ સર્વે જ્ઞાતિ જનોને ધન્યવાદ પાઠવું છું.

જ્ઞાતિના પંચમ અધિવેશનને સંબોધતા સુવર્ણજ્યંતિ મહોત્સવના ચેરમેનશ્રી ગંગારામભાઈ સાંખલાએ જણાવેલ કે ગત તા. ૭.૫.૨૦૧૦ના રોજ મળેલ અસાધારણ સભામાં સમાજનું સુધારેલું બંધારણ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યું જ્યારે આજે જ્ઞાતિના ધારાધોરણોના નિયમો ૧ થી ૧૯ મંજૂર કરવામાં આવ્યાં. જેમાં આપણે સમાજની વ્યાખ્યા સ્પષ્ટ કરી સમાજ એટલે સનાતન હિંદુ ધર્મ પાળતા કચ્છ કડવા પાટીદાર સમાજના વંસજો ને બને જગ્યાએ બહાલી મળી. હવે સમાજના વડીલો જે કાર્યક્રમ જાહેર કરે અને આદેશ આપે તેને અનુમોદન આપવું જોઈએ આગામી સમયમાં સમાજ દ્વારા નવા પાંચ સંકુલો ઉભા કરવાના છે. વર્ષ દરમિયાન ચાલેલા સુવર્ણજ્યંતિ મહોત્સવના કાર્યક્રમોમાં સહકાર આપ્યો તે બદલ જ્ઞાતિ જનોનો આભાર માનેલ.

### તા. ૧૨-૦૫-૨૦૧૦ બપોરના સમાપન સમારોહ

બપોર પછીના બીજા સત્રમાં સુવર્ણજ્યંતિ મહોત્સવ સમાપન સમારોહ દરમિયાન સેવા આપનાર દરેક સમિતિઓને પ્રમુખશ્રી રામજીભાઈ નાકરાણી, ચેરમેનશ્રી ગંગારામભાઈ સાંખલા, સમાજના ટ્રસ્ટીશ્રીઓ હોદ્દેદારશ્રીઓ ના વરદ હસ્તે સન્માન કરવામાં આવેલ. પ્રમુખશ્રી તથા ચેરમેનશ્રીની સાથે દરેક સમિતિઓ ગ્રુપ ફોટા પડાવેલ સાંજની ઢળતી સંધ્યાએ મહોત્સવ રંગે ચંગે પુરો થયેલ. બંને સત્રનું સંચાલન મહામંત્રીશ્રી મોહનભાઈ ધોળુ અને મંત્રીશ્રી વાલજીભાઈ ચૌહાણે કરેલ.

ચાર દિવસના સુવર્ણજ્યંતિ મહોત્સવની આભારવીધી સમાજના મંત્રી શ્રી નરસિંહભાઈ નારણભાઈ સાંખલાએ દરેક જ્ઞાતિ જનોનો, તથા સેવા આપનાર દરેક સમિતિઓનો, મહોત્સવમાં દાન આપનાર દાતાશ્રીઓનો, સરકારી અમલદારીશ્રીઓ, પોલીસ ડિપાર્ટમેન્ટ, મહોત્સવમાં પધારનાર સાધુ સંતોનો, રાજકીય મહાનુભાવોનો તથા સભા મંડપ અને રસોડા માટે પોતાની વાડી આપનાર ભાઈઓનો, યુવાનો મહિલાઓ, ૨૯ ઝોન હોદ્દેદારશ્રીઓ, કેન્દ્રીય સમાજ કારોબારીનો, આયોજન સમિતિનો, પ્રેસ મિડીયા કેબલ ઓપરેટરો તથા નખત્રાણા ગ્રામ પંચાયતનો આભારની લાગણી વ્યક્ત કરી આભાર વીધી પૂર્ણ કરેલ. રાષ્ટ્રગીત ગાન બાદ પ્રમુખશ્રીની અનુમતિથી મહોત્સવ પૂર્ણ થયેલ જાહેર કરેલ.



છેલ્લી રાત્રીએ સાંઈરામ દવેનો લોક ડાયરો રાખેલ તેમાં સાંસદ પૂનમબેન જાટ અને બહોળી સંખ્યામાં લોકોએ લાભ લીધેલ. સમગ્ર કાર્યક્રમ દરમિયાન ૩ લાખ જ્ઞાતિજનોએ કાર્યક્રમમાં હાજરી આપી ભોજન પ્રસાદગ્રહણ કરેલ.

# સ્વર્ણિમ મહોત્સવનો વાંઢાયથી શુભારંભ




સ્વર્ણિમ મહોત્સવ શુભારંભ પ્રસંગે ઉપસ્થિત રમાદેવી સાથે મંચસ્થ સમાજના અગ્રણીઓ



સ્વર્ણિમ પર્વનો શુભારંભ કરતા દાતાશ્રી મુળબાઈ રતનશી રામજીયાણી પરિવાર સાથે ભાજપ પ્રદેશ અધ્યક્ષ શ્રી પુરૂષોત્તમ રૂપાલા તથા ઉંઝા સંસ્થાના પ્રમુખશ્રી કેશવલાલ શેઠ સાથે સમાજના આગેવાનો



સ્વર્ણિમ મહોત્સવ શુભારંભ પ્રસંગે સમાજના ૨૯ ઝોનના આગેવાનો સાથે સમાજના અગ્રણીઓ



સ્વર્ણિમ મહોત્સવ શુભારંભ પ્રસંગે યોજાયેલા કાર્યક્રમમાં ૧૨ વિષયના થીમ આધારીત સંગીત નાટીકાની ઝલક

# સ્વર્ણિમ્ મહોત્સવ પ્રારંભ





મહોત્સવ ઉદ્‌ઘાટન પ્રસંગે
દિપ પ્રાગટ્ય કરતા
ગુજરાત રાજ્ય કેબીનેટ મંત્રી
શ્રી નરોત્તમભાઇ પટેલ તથા
અન્ય રાજકીય મહાનુભાવો



રાજકીય
મહાનુભાવોનું
આગમાન

મંચસ્થ મહાનુભાવો



# સમાજના ૨૯ ઝોનની પ્રસ્તુતી






ભુતપૂર્વ વિદ્યાર્થી સત્ર





બિજનેશ અને કેરિયર સત્ર





ઇતિહાસવિદ ગ્રંથ વિમોચન



ઉમિયા માતાજી સંસ્થાન વાંઢાય સમૃતિગ્રંથ વિમોચન




યોગઋષિ બાબા રામદેવની યોગ શિબીર પ્રારંભ



રાજકીય જાગૃતિ અને સામાજીક નેતૃત્વ તથા કૃષિ અને પર્યાવરણ સત્ર

સભાને સંબોધતા
કૃષિ મંત્રી દિલીપ સાંઘાણી



સભાને સંબોધતા
ભાજપ રાષ્ટ્રીય ઉપાધ્યક્ષ
શ્રી પુરૂષોત્તમ રૂપાલા



સમાજના કર્ણધારો સાથે હળવી ક્ષણોમાં શ્રી પુરૂષોત્તમ રૂપાલા



સભાને સંબોધતા દિલ્હીઝોનના પ્રમુખ લક્ષ્મણભાઈ ચૌહાણ

સમાજ વિકાસ ચિંતન ૨૯ ઝોન દ્વારા

# દાતાશ્રીઓના સન્માન



## સ્વર્ણિમ મહોત્સવ તથા પંચમ અધિવેશનના મુખ્ય યજમાન



માતૃશ્રી હિરૂબેન રામજીભાઈ ખીમજીભાઈ ભાવાણી સતરાવાળા પરિવાર-સુરત



માતૃશ્રી વાલબાઈ હિરાલાલ ગોપાલભાઈ સાંખલા પરિવાર-દિલ્હી



પટેલ વુડ પ્રોડક્ટ્સ પ્રા.લિ. અને
પટેલ ગોલ્ડન ટીમ્બર પ્રા.લિ.(પી.જી.ગ્રુપ)-દિલ્હી

## ઇતિહાસવિદ ગ્રંથના વિમોચક દાતાશ્રીઓ



માતૃશ્રી કુંવરબેન નારણભાઈ નાકરાણી પરિવાર-મુંબઈ





માતૃશ્રી કાન્તાબેન કેશરાભાઈ રામજીયાણી પરિવાર-મુંબઈ

# દાતાશ્રીઓના સન્માન





**પત્રિકા સૌજન્ય દાતાશ્રી**
માતૃશ્રી મુળબાઇ રતનશીભાઇ
વિશ્રામભાઇ રામજીયાણી પરિવાર-મુંબઇ



**નવીનીકરણ ઓફિસ ઉદ્‌ઘાટક દાતાશ્રી**
સિલીકોન ગ્રુપ- અમદાવાદ



**કેલેન્ડર દાતાશ્રી**
અ.ભા.ક.ક.પા.સમાજ
યુવાસંઘ

## ભોજનના દાતાશ્રીઓ



મનજીભાઇ વાલજીભાઇ સાંખલા પરિવાર-મુંબઇ



લાલજીભાઇ ભાણજીભાઇ પોકાર પરિવાર-પુના

## જ્ઞાતિરત્ન એવોર્ડથી સન્માનિત મહાનુભાવોના એવોર્ડ સ્વિકારતા પરિવાર સદસ્યો




શ્રી ભીમજીભાઈ કેશરાભાઈ લીંબાણી
કોટડા (જ.)


શ્રી પરબતભાઈ લખુભાઈ પોકાર
મથલ


શ્રી શિવદાસભાઈ કાનજીભાઈ નાકરાણી
વિરાણી મોટી


શ્રી નારણભાઈ શિવજીભાઈ નાકરાણી
વિરાણી મોટી


શ્રી ખીમજીભાઈ નાગજીભાઈ લીંબાણી
મથલ

## જ્ઞાતિગૌરવ એવોર્ડથી સન્માનિત મહાનુભાવોના એવોર્ડ સ્વિકારતા પરિવાર સદસ્યો

| | | |
|---|---|---|
| ૧. | કરસનભાઈ શિવદાસભાઈ દિવાણી | વિરાણી મોટી |
| ૨. | નથુભાઈ નાનજીભાઈ કેશરાણી | નખત્રાણા |
| ૩. | રતનશીભાઈ ખીમજીભાઈ ખેતાણી | વિરાણી મોટી |
| ૪. | શિવજીભાઈ જેઠાભાઈ નાકરાણી | કોટડા(જ.) |
| ૫. | અરજણભાઈ રામજીભાઈ ભગત | દુજાપર |
| ૬. | પ્રેમજીભાઈ પુંજાભાઈ વાસાણી | વિથોણ |
| ૭. | મનજીભાઈ વાલજીભાઈ સાંખલા | ઉખેડા |
| ૮. | લાલજીભાઈ ભાણજીભાઈ પોકાર | ટોડીયા |
| ૯. | ખીમજીભાઈ કચરાભાઈ મૈયાત | રવાપર-કુદબોર |
| ૧૦. | વિશ્રામભાઈ કાનજીભાઈ દિવાણી | દેશલપર ગુંતલી |
| ૧૧. | ખીમજીભાઈ લખમશીભાઈ લીંબાણી | નખત્રાણા-કોલકતા |
| ૧૨. | કરસનભાઈ ભીમજીભાઈ લીંબાણી | કોટડા(જ.) |
| ૧૩. | વિરેન્દ્રભાઈ શિવદાસભાઈ નાકરાણી | વિરાણી મોટી-મુંબઈ |
| ૧૪. | કરમશીભાઈ શિવદાસભાઈ પટેલ | રવાપર |
| ૧૫. | રામજીભાઈ નારણભાઈ રામાણી | નખત્રાણા |









ઓલિમ્પીયાડના મુખ્ય સ્પોન્સર ધનસુખભાઇ લીંબાણીનું સ્વાગત કરતા આયોજન ચેરમેન શ્રી દામોદર કચ્છી



ગોલ્ડનગર્લનું બિરૂદ મેળવતી કચ્છ ઝોનની કુ. જયશ્રી



યજમાન સરદાર પટેલ રીજીયન કબ્બડ્ડીના યોધ્ધા બન્યા



પહેલી વખત યુવા ઓલિમ્પીયાડમાં સ્વીમીંગનો સમાવેશ



સ્વર્ણિમપર્વ ઉજવણીના પ્રારંભે સમાજ-યુવાસંઘની સિંહ ગર્જના



ચાલો કરીએ મિશનના મંડાણ -કોર્પોરેટર જગતમાં પ્રવેશ

ધનસુખ હરજી લીંબાણી ક્રિકેટ ટ્રોફી વિજેતા કચ્છ રીજીયન



# યુવા ઓલિમ્પીયાડની ઝલક

યુવા ઓલિમ્પીયાડ મિશન ૨૦૨૦ નો થનગનાટ



# પાટીદાર યુવા ઓલિમ્પીયાડ-૨૦૧૦





યુવા મહોત્સવ હૈદરાબાદ ખાતે યોજવાની પૂર્વ તૈયારી થઈ ચુકી હતી, પરંતુ રાજકિય અસ્થિરતાને લઈને ત્યાંની સ્થાનિક સમાજો અને ઝોન સાથે વિચાર વિમર્શ કરતા કાર્ય થઈ શકશે નહીં એવી પરિસ્થિતિ ઉદ્ભવતાં હૈદરાબાદ ખાતે કાર્યક્રમ મોકુફ જાહેર કરવામાં આવ્યો. ત્યારબાદ યુવાસંઘના પ્રમુખશ્રી જ્યંતીભાઈ રામાણી અને સમાજના હોદ્દેદારોએ કે સમાજ સાથે ચર્ચા કરતા ગુજરાતમાં આજ દિવસો દરમ્યાન આજ કાર્યક્રમ યોજાય તે માટે સ્થળની ઉપલબ્ધિઓ તપાસવાનું શરુ કરવામાં આવ્યું. આ સ્થળો તપાસતા સુરત ખાતે મહોત્સવ થઈ શકે તેવી સગવડો દેખાઈ આવતા, કેન્દ્રિય સમાજ સાથે વિચાર-વિમર્શ કરતાં તા. ૦૩-૦૧-૨૦૧૦ના દક્ષિણ ગુજરાત સમાજનાં પ્રમુખશ્રી છગનભાઈ સાંખલા તથા ઝોનની સમગ્ર કારોબારી તથા ઝોનમાં આવેલા સમાજનાં પ્રમુખ-મંત્રીઓ સાથે મીટીંગ રાખવામાં આવેલ, જેમાં ચર્ચાઓ તેમજ વિચાર-વિમર્શ બાદ યુવા મહોત્સવને યોજવા મંજૂરી આપવામાં આવી. ત્યારબાદ બપોરનાં ૦૩.૦૦ કલાકે સુરત યુવક મંડળની મીટીંગ મળી અને સાંજે ૬.૩૦ સરદાર પટેલ રીજીયનનાં દક્ષિણ વિભાગના ૨૬ યુવા મંડળોની સુરત ખાતે મહોત્સવની તૈયારી માટે મીટીંગ મળી. આ મીટીંગમાં યુવા ઓલિમ્પીયાડ-૨૦૧૦ની આયોજન કમીટીની રચના કરવામાં આવી અને મહોત્સવના ચેરમેન તરીકેશ્રી દામોદરભાઈ ભાવાણીની તેમજ કન્વીનર તરીકેશ્રી નરસીભાઈ ભાવાણીની અને સ્પોર્ટસ કન્વીનર તરીકે શંકરભાઈ ભગતની નિયુક્તિ કરવામાં આવી. ત્યાર બાદ વિવિધ સમિતિઓની રચના કરતા હાજર દરેક યુવકમંડળોએ પોતાની નૈતિક ફરજ સમજી સ્વેચ્છાએ જવાબદારી ઉપાડતા કાર્ય સરળ બની ગયું. જોતજોતામાં ચાર દિવસમાં ગ્રાઉંડો, ઈન્ડોર સ્ટેડિયમ, ઉતારા માટે સંકુલો, ટ્રાન્સપોર્ટ માટે બસોની વ્યવસ્થાઓ, રસોડાની વ્યવસ્થાઓ, ટ્રોફી-બેનરોની વ્યવસ્થા, પ્રકાશનની વ્યવસ્થાઓ, વગેરે પૂરજોશમાં તૈયારીઓ થવા લાગી.

શ્રી અ.ભા.ક.ક.પા. સમાજના સ્વર્ણિમ મહોત્સવ નિમિત્તે, કેન્દ્રિય યુવાસંઘ આયોજીત પટેલ શ્રી ધનસુખ લીંબાણી પાટીદાર યુવા ઓલિમ્પિયાડ-૨૦૧૦ નું સુરત મધ્યે ભવ્યાતિભવ્ય આયોજન કરવામાં આવ્યું. શ્રી દક્ષિણ ગુજરાત પાટીદાર સમાજના સાનિધ્યમાં સરદાર પટેલ રીઝીયનના યુવાનો એ યુવાસંઘના હોદ્દેદારો સાથે રહી પ્રમુખશ્રી જ્યંતી કે. લાકડાવાળા અને ઓલિમ્પિયાડ ચેરમેન દામોદરભાઈ (કચ્છી)ના નેતૃત્વમાં યુધ્ધના ધોરણે કામગીરી કરી તા. ૯-૧-૧૦ થી ૧૨-૧-૧૦ દરમ્યાન કાર્યક્રમ યોજાયો હતો.

તા. ૯-૧-૧૦ના રોજ ઈન્ડોર સ્ટેડિયમ સુરત ખાતે સમાજના પ્રમુખશ્રી રામજીભાઈ નાકરાણીના અધ્યક્ષ સ્થાનમાં અને સમાજ અને જુદા જુદા સંસ્થાના હોદ્દેદારોની ઉપસ્થિતિમાં શાનદાર ઉદ્ઘાટન સમારંભ યોજાયો હતો.

**(યુવા ઓલિમ્પીયાડ-૨૦૧૦ માં હાજર મહાનુભાવો અને હોદ્દેદારો)**



- રામજીભાઈ નાકરાણી, પ્રમુખશ્રી કે. સમાજ
- ધનસુખભાઈ લિંબાણી-ઉદ્ઘાટક અને મેઈન ટાઈટલ સ્પોંસર
- દામોદર ભાવાણી-ચેરમેન ઓલિમ્પીયાડ-૨૦૧૦
- નરોત્તમભાઈ પટેલ-પંચાયત અને ગ્રામ વિકાસ મંત્રી, ગુજરાત રાજ્ય
- જ્યંતીભાઈ રામાણી-પ્રમુખશ્રી યુવાસંઘ

- દેવજીભાઈ ભાવાણી-ઉપપ્રમુખશ્રી, કેન્દ્રીય સમાજ
- મનસુખભાઈ રૂડાણી-ઉપપ્રમુખશ્રી
- મોહનભાઈ ધોળુ - મહામંત્રીશ્રી



- ગંગારામ સાંખલા - ચેરમેનશ્રી સ્વર્ણિમ મહોત્સવ
- મનસુખભાઈ વેલાણી - મુંબઈ
- નરસિંહભાઈ ભાવાણી-કન્વીનર ઓલિમ્પીયાડ-૨૦૧૦

યુવા ઓલિમ્પીયાડ-૨૦૧૦ ના દાતાઓ જેના સહયોગથી આ કાર્યક્રમ અમે કરી શક્યા અને મોટાભાગના દાનવીરો એ કાર્યક્રમમાં હાજરી આપી અમોને પ્રોત્સાહીત કર્યા હતા.

| | |
|---|---|
| ધનસુખભાઈ હરજીભાઈ લીંબાણી(મસ્કત) | પીડીલાઈટ ઈન્ડસ્ટ્રીઝ-ફેવીકોલ(મુંબઈ) |
| સીલીકોન જ્વેલ ઈન્ડ. પ્રા. લી. (અંકલેશ્વર) | ગ્રીન પ્લાયવુડ ઈન્ડ.પ્રા.લી.(કોલકત્તા) |
| સર્વોદય પેટ્રોલીયમ પરીવાર(સુરત) | અમુલ બોર્ડસ એન્ડ માઈકો પ્રા.લી.ગાંધીધામ |
| ચિમનભાઈ ચોપડા(થાણા) | પટેલ કેનવુડ પ્રા.લી.(અંકલેશ્વર) |
| મનજીભાઈ વાલજીભાઈ સાંખલા(મુંબઈ) | અંબિકા ગૃપ પરીવાર(અમદાવાદ) |
| ગુજરાત ટીમ્બર ઓકશન એસો. | માતૃશ્રી ગોમતીબેન પ્રેમજી પોકાર(બેલગામ) |
| પ્રેમવતી ઈન્ફ્રાસ્ટ્રકચર(જીયાપર) | શ્રીનાથ વિજય ટીમ્બર(સુરત) |
| રીયા પાર્ટીકલ બોર્ડ પ્રા.લી.(અમદાવાદ) | સિગ્નેચર લેમિનેટ્સ(અમદાવાદ) |
| ગુજરાત ટીમ્બર મર્ચન્ટ ફેડરેશન | દક્ષિણ ભારત કચ્છ કડવા પાટીદાર સમાજ |
| કાન્તીભાઈ હરીભાઈ લીંબાણી(મુંબઈ) | યુવાસંઘ ઉત્તર ભારત રીજીયન |
| કચ્છ કડવા પાટીદાર સમાજ (ગાંધીધામ) | સનરાઈઝ પ્લાય, ચંદન પ્લાય(વડોદરા) |
| વાલજીભાઈ હરજીભાઈ ચોપડા(ગાંધીધામ) | |

## યુવા ઓલિમ્પીયાડ-૨૦૧૦ના વિજેતાઓ

| | રમતનું નામ | પ્રથમ | દ્વિતિય | તૃતિય |
|---|---|---|---|---|
| ૧. | ક્રિકેટ | કચ્છ રિજીયન | મહારાષ્ટ્ર | |
| ૨. | વોલીબોલ | ઉત્તર ગુજરાત | મધ્ય પ્રદેશ | |
| ૩. | રાસ ગરબા | સરદાર પટેલ | મહાત્મા ગાંધી | ઉત્તર ગુજરાત |
| ૪. | કબડ્ડી | સરદાર પટેલ | કર્ણાટક | |
| ૫. | ટે.ટેનિસ-સિંગલ | આશીષ નાયાણી(મુંબઈ) | અનુપમ દિવાણી(મહારાષ્ટ્ર) | |
| ૬. | ટે.ટેનિસ-સિંગલ | કિર્તી રંગાણી(વિદર્ભ) | ગાયત્રી પોકાર(મહારાષ્ટ્ર) | |
| ૭. | ટે.ટેનિસ-ડબલ્સ | હિમાંશુ પોકાર(મુંબઈ) | સંજય પટેલ(મહારાષ્ટ્ર) | |
| | | નૈશલ નાકરાણી | વિરલ પટેલ | |
| ૮. | ટે.ટેનિસ-ડબલ | ગાયત્રી પટેલ(મહારાષ્ટ્ર) | કિર્તી રંગાણી(વિદર્ભ) | |
| | | રીતુ પટેલ | હિમાની પટેલ | |
| ૯. | બેડમિંટન-સિંગલ | પરીન ચોપડા(મુંબઈ) | સિધ્ધાર્થ પદમાણી સરદાર પટેલ | |
| ૧૦. | બેડમિંટન-સિંગલ | રાધા રામાણી(વિદર્ભ) | કિરણ ભગત(મધ્ય પ્રદેશ) | |
| ૧૧. | બેડમિંટન-ડબલ | મયુર નાકરાણી(મધ્ય પ્રદેશ) | અમૃત સાંખલા(વિદર્ભ) | |
| | | ધ્રુવ નાકરાણી | તરુણ સાંખલા | |
| ૧૨. | બેડમિંટન-ડબલ | રાધા રામાણી(વિદર્ભ) | રીટા ભગત(મહારાષ્ટ્ર) | |
| | | જ્યોતિબેન પટેલ | દિવ્યા રૂડાણી | |
| ૧૩. | સ્વીમીંગ-૫૦મી. | લીલેશ સાંખલા મહારાષ્ટ્ર | મિનેષ સાંખલા(સરદાર પટેલ) | પ્રણય રામજીયાણી(મુંબઈ) |

| | | | |
|---|---|---|---|
| ૧૪. સ્વીમીંગ-૫૦મી. | શ્રૃતિ સાંખલા સરદાર પટેલ | વર્ષા લીંબાણી(છત્તીસગઢ) | વીણા પટેલ(આંધ્રપ્રદેશ) |
| ૧૫. સ્વીમીંગ-૧૦૦મી. | પ્રલય રામજીયાણી(મુંબઈ) | લીલેશ સાંખલા(મહારાષ્ટ્ર) | ધ્રુવેશ સાંખલા(સરદાર પટેલ) |
| ૧૬. સ્વીમીંગ-૧૦૦મી. | વર્ષા લીંબાણી(છત્તીસગઢ) | વીણા પટેલ(આંધ્રપ્રદેશ) | શ્રૃતિ સાંખલા સરદાર પટેલ |
| ૧૭. પેઈન્ટીંગ | પ્રવીણ રામાણી(આંધ્રપ્રદેશ) | જીવરાજ કાલરીયા(વિદર્ભ) | વિજય ભાવાણી(દ. ભારત) |
| ૧૮. પેઈન્ટીંગ | મમતા લીંબાણી(આંધ્રપ્રદેશ) | હસ્તી પોકાર(સરદાર પટેલ) | ચારુલ છાભૈયા(ઓરીસ્સા) |
| ૧૯. રંગોળી | ખુશ્બૂ પોકાર(વિદર્ભ) | પૂજા પોકાર(મહારાષ્ટ્ર) | ચેતના વાઘડીયા(મહારાષ્ટ્ર) |
| ૨૦. સોલો ડાન્સ | શીતલ કાલરીયા (આંધ્રપ્રદેશ) | ભુમિકા પોકાર(સરદાર પટેલ) | દિવ્યા પોકાર(મધ્ય પ્રદેશ) |
| ૨૧. સ્પીચ કોમ્પીટીશન | ભૂમિકા ભગત મહાત્મા | ગાંધી વિશાખા પોકાર(ઉ.ગુજરાત) | હેતલ ઠાકરાણી(વિદર્ભ) |
| ૨૨. પ્રશ્નોત્તરી | મહારાષ્ટ્ર | મહાત્મા ગાંધી | નોર્થ ઈન્ડીયા |
| ૨૩. સ્નીંગ રેસ-૧૦૦મી. | નિખિલ પોકાર(વિદર્ભ) | મનીષ લીંબાણી(મહારાષ્ટ્ર) | રાજેશ ધોળુ(કચ્છ) |
| ૨૪. સ્નીંગ રેસ-૧૦૦મી. | પૂનમ ધોળુ(મહારાષ્ટ્ર) | મોનિકા ધોળુ(કચ્છ) | હીના સેંગાણી ઉ.ગુજરાતવેસ્ટ |
| ૨૫. સ્નીંગ રેસ-૪૦૦મી. | જય ચોપડા(ઉ.ગુજરાત) | નિકુંજ ભગત(મહારાષ્ટ્ર) | લલીત રામાણી(વિદર્ભ) |
| ૨૬. સ્નીંગ રેસ-૪૦૦મી. | જીજ્ઞા સેંઘાણીઉ.ગુજરાત | વે. ખૂશ્બુ રામાણી(છત્તીસગઢ) | હીનીતા પોકાર(આંધ્રપ્રદેશ) |
| ૨૭. સ્નીંગ રેસ-૮૦૦મી. | જય ચોપડા(ઉ.ગુજરાત) | લલીત રામાણી(વિદર્ભ) | જીતેશ રામાણી(કચ્છ) |
| ૨૮. સ્નીંગ રેસ-૮૦૦મી. | સોનલ વાસાણી(મહારાષ્ટ્ર) | જ્યોતિ સીરવી(આંધ્રપ્રદેશ) | ખુશ્બુ રામાણી(છત્તીસગઢ) |
| ૨૯. રિલે રેસ-૪૦૦મી. | ભૂમિલ માવાણી(મહારાષ્ટ્ર) | જય ચોપડા(ઉ.ગુજરાત) | કુલદીપ ધોધારી મહાત્માગાંધી |
| | ધવલ માંકાણી | નૈતિક માવાણી | મયુર ગોરાણી |
| | જગદીશ દિવાણી | વિવેક કાલરીયા | મિલન માવાણી |
| | નિકુંજ ભગત | મયંક લીંબાણી | શ્રવણ ભાવાણી |
| ૩૦. રિલે રેસ-૪૦૦મી. | અનીતા ધોળુ(મહારાષ્ટ્ર) | હીના સેંઘાણી(ઉ.ગુજ.વેસ્ટ) | દર્શના માવાણી(વિદર્ભ) |
| | ભૂમિ ભગત | જીજ્ઞા સેંઘાણી | ગીતીકા પોકાર |
| | પૂનમ ધોળુ | જ્યોતિ જાદવાણી | નીતા દિવાણી |
| ૩૧. હાઈ જમ્પ | ગુલાબ ઉકાણી સરદારપટેલ | કર્ણ પોકાર(મધ્ય પ્રદેશ) | તેજરા માવાણી(ઉ.ગુજરાત) |
| ૩૨. હાઈ જમ્પ | દર્શના માવાણી(વિદર્ભ) | નીશા કાલરીયા સરદાર પટેલ | અનીતા ધોળુ(મહારાષ્ટ્ર) |
| ૩૩. લોંગ જમ્પ | હરેશ સાંખલા(કચ્છ) | અલ્પેશ રામાણી ઉ.ગુજરાત | દર્પણ પોકાર(ઉ.ગુજ.વેસ્ટ) |
| ૩૪. લોંગ જમ્પ | પૂનમ ધોળુ(મહારાષ્ટ્ર) | હીમાંગની ભાવાણી મહાત્મા ગાંધી | નીશા કાલરીયા(સરદાર પટેલ) |
| ૩૫. ડીસ્ક શો | બિપીન લીંબાણી(મુંબઈ) | દિપેશ સાંખલા(વિદર્ભ) | હીરેન નાકરાણી(કચ્છ) |
| ૩૬. ડીસ્ક શો | જયશ્રી માવાણી(કચ્છ) | પ્રિયા છાભૈયા(કચ્છ) | લતા હળપાણી(ઉ.ગુજ.વેસ્ટ) |
| ૩૭. ભાલા ફેક | રસિક પોકાર(મધ્યપ્રદેશ) | મિતેશ પોકાર(ઓરિસ્સા) | પ્રદીપ ભાવાણી સરદાર પટેલ |
| ૩૮. ભાલા ફેક | જયશ્રી માવાણી(કચ્છ) | દિપા રુડાણી(મહારાષ્ટ્ર) | જુગલ ભગત(મહાત્માગાંધી) |
| ૩૯. ગોળા ફેક | નિતેષ પોકાર સરદાર પટેલ | વિશાળ પોકાર(મહારાષ્ટ્ર) | બિપીન લીંબાણી(મુંબઈ) |
| ૪૦. ગોળા ફેક | જયશ્રી માવાણી(કચ્છ) | કલ્પના સુરાણી(વિદર્ભ) | રેખા ઉકાણી(સરદાર પટેલ) |

## રીજિયન પ્રમાણે જીતેલ ચંદ્રકોની યાદી

| ક્રમ | રિઝીયનનું નામ | ગોલ્ડ | સિલ્વર | બ્રોન્ઝ | કુલ | ક્રમ | રિઝીયનનું નામ | ગોલ્ડ | સિલ્વર | બ્રોન્ઝ | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧) | મહારાષ્ટ્ર | ૮ | ૧૧ | ૨ | ૨૧ | ૯) | મહાત્માગાંધી | ૧ | ૩ | ૨ | ૦૬ |
| ૨) | વિદર્ભ | ૬ | ૬ | ૩ | ૧૫ | ૧૦) | ઉત્તર ગુજરાત વેસ્ટ | ૧ | ૧ | ૪ | ૦૬ |
| ૩) | સરદાર પટેલ | ૫ | ૬ | ૫ | ૧૬ | ૧૧) | છત્તીસગઢ | ૧ | ૨ | ૧ | ૦૪ |
| ૪) | કચ્છ | ૫ | ૨ | ૩ | ૧૦ | ૧૨) | ઓરિસ્સા | ૦ | ૦ | ૧ | ૦૧ |
| ૫) | મુંબઈ | ૫ | ૦ | ૨ | ૦૭ | ૧૩) | કર્ણાટક | ૦ | ૧ | ૦ | ૦૧ |
| ૬) | ઉત્તર ગુજરાત | ૩ | ૧ | ૧ | ૦૭ | ૧૪) | ઉત્તર ભારત | ૦ | ૦ | ૧ | ૦૧ |
| ૭) | આંધ્રપ્રદેશ | ૩ | ૨ | ૨ | ૦૭ | ૧૫) | દક્ષિણ ભારત | ૦ | ૦ | ૧ | ૦૧ |
| ૮) | મધ્યપ્રદેશ | ૨ | ૩ | ૧ | ૦૬ | ૧૬) | પૂર્વ ભારત | ૦ | ૦ | ૦ | ૦૦ |

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ

# તા. ૧૨-૫-૨૦૧૦ના જ્ઞાતિના પંચમ અધિવેશનમાં પસાર થયેલ જ્ઞાતિ રીત રિવાજોને લગતા નિયમો



**ઠરાવ નં. ૧ : જ્ઞાતિના રીતરિવાજોના ઠરાવો અંગે :**

રીતરિવાજોના ઠરાવો પસાર કરેલ જેમાં ૧૩ વર્ષ બાદ તા. ૩૦-૪-૧૯૯૩ના ચતુર્થ અધિવેશનમાં જ્ઞાતિ તા. ૧૨-૮-૨૦૦૬ના મળેલ સમાજની વાર્ષિક સામાન્ય સભામાં સમયોચીત જરૂરી સુધારા વધારા કરવામાં આવેલ. જે આજે તા. ૧૨-૫-૨૦૧૦ના રોજ સવારે ૯-૦૦ કલાકે મળેલ સમાજના પંચમ અધિવેશનમાં સમયોચીત જરૂરી સુધારા વધારા તેમજ નવા ઠરાવો કરવાની આથી જ્ઞાતિજનો મંજુરી આપે છે.

**ઠરાવ નં. ૨ : બોલામણા સંબંધે :**

બાળકના જન્મ પછી બોલાવવાના પ્રસંગે બાળકની માતાના સગા ભાઈ બહેનો તથા કાકા ભાઈઓને જવાનું રહેશે. અન્ય કોઈએ જવાનું નહિ. આવા પ્રસંગે એકટાણાથી વધુ રોકાવુ નહી. નોંધ : મર્યાદિત સંખ્યામાં જવું.

**ઠરાવ નં. ૩ : પછેડો આપવા સંબંધે :**

દીકરીનું પહેલું બાળક જન્મે ત્યારે તે નિમિત્તે પછેડો બન્ને પક્ષોની અનુકુળતા પ્રમાણે આપવો. નોંધ : ઠરાવ નં. ૨ અને ૩ શક્ય હોય ત્યાં સુધી સાથે યોજવા.

**ઠરાવ નં. ૪ : સગપણ કરવા સંબંધે :**

(અ) બાળકોની તદન નાની વયે સગપણ કરવા નહી. સગપણ કરવા માટે વય મર્યાદા નીચે મુજબ રહેશે.
- (૧) છોકરાની વય ઓછામાં ઓછી ૨૦ વર્ષ
- (૨) છોકરીની વય ઓછામાં ઓછી ૧૭ વર્ષ

(બ) સગપણ કરતી વખતે દીકરાના માવિત્રોએ નીચે મુજબની વસ્તુઓ આપવી.
- (૧) સોપારી નંગ ૧
- (૨) ટોપરા અથવા નાળિયેર નંગ ૨ અને મિઠાઈ
- (૩) એક રૂપિયાનો સિક્કો શુભ શુકનનો/ઉમિયા માતાજીનો ચાંદીનો સિક્કો

નોંધ : ઉપર જણાવેલ સિવાય પૈસાની કે બીજી કોઈ વસ્તુની લેતીદેતી કરવી નહી.
- (ક) બને ત્યા સુધી સામે સામે સગપણ કરવા નહિં.
- (ડ) સોપારી સગપણ થયા બાદ કોઈપણ સંજોગોમાં થયેલ સગપણ ફોક કરવું જોઈએ નહિં.

**ઠરાવ નં. ૫ : સગાઈ (ટીલા) સંબંધે :**

સગાઈ (ટીલા) સંબંધે દીકરાના માવિત્રોએ નીચે મુજબની વસ્તુઓ આપવી.
- (૧) કપડાની જોડી - ૧
- (૨) ગોળ અથવા મિઠાઈ
- (૩) શુભ શુકનના રૂપિયા ૧૦૧ આપવા
- (૪) પગના સાંકળા જોડી ૧
- (૫) નાકની સળી નંગ ૧
- (૬) આ પ્રસંગે મર્યાદિત સંખ્યામાં જવું
- (૭) એક ટાણાથી વધારે રોકાવું નહિં. (અતિદૂરના સ્થળેથી આ પ્રસંગે આવનારે અનુકુળતા મુજબ વર્તવું)

નોંધ : ઠરાવ નં. ૪ અને ૫ શક્ય બને ત્યાં સુધી સાથે જ ગોઠવવા પરંતુ હસ્ત મેળાપના દિવસે કોઈપણ સંજોગોમાં ટીલાવિધી કરવી નહિં.

**ઠરાવ નં. ૬ : તહેવારના લાગા સંબંધે :**

સગપણ થયા પછીના આવતા તહેવારના દીકરાના માવિત્રોએ લાગા (સપેત્રું) દિવાળી પ્રસંગે રૂા. ૧૦૦ તથા ત્યાર પછી હોળીના રૂા. ૫૦, જન્માષ્ટમી પ્રસંગે રૂા. ૫૦ મોકલવા.

**ઠરાવન નં. ૭ : લગ્ન લખવા તથા વધાવવા સંબંધે :**

- (૧) લગ્ન લખતી વખતે કન્યા પક્ષ લગ્નપત્રિકાના પુડામાં શુભ શુકન તરીકે રૂા. ૫૧ મુકવા.
- (૨) લગ્ન વધાવતી વખતે વરપક્ષે શુભ શુકન તરીકે રૂા. ૫૧ આપીને લગ્ન વધાવવું.
- (૩) લગ્નપત્રિકા વધાવવા લઈ જવા માટે કન્યાપક્ષ તરફથી બે માણસોએ વરપક્ષના ઘરે જવું અને તેઓએ એક ટાણું રોકાવવું.

નોંધ : વધુ અંતર હોય તો સંદેશાવ્યવહારનો ઉપયોગ કરવો.

**ઠરાવ નં. ૮ : મામેરા સંબંધે :**

- (૧) મામેરામાં ભાણેજાને વાઘાના કપડા વિગેરે તેમજ બેનને તથા બનેવીને કપડાની જોડ આપવી. તે સિવાયના બાકીનાઓને પહેરામણી બદલ રૂા. ૧૦૧ રોકડા આપવા અને જમણ તેમજ દાગીના વગેરે બદલ મર્યાદિત રોકડ ગુપ્તપણે આપવી.
- (૨) મામેરાની વળતરમાં ભાઈને શાલ અને ભાભીને સાડી તથા બ્લાઉઝ આપી શકાશે. અને મામેરું બેઠું ભરવું અને તેની જાહેરાત કરવી નહી. મામેરામાં મર્યાદિત સંખ્યામાં જવું.



નોંધ : મામાએ કન્યાને વાઘાના કપડામાં માત્ર પાનેતર બ્લાઉઝ અને ચણિયો જ આપવાનો રહેશે.

નોંધ : હાથ પગના અંગુઠા ધોવાની પ્રથા સદંતર બંધ કરવી.

**ઠરાવ નં. ૯ : લગ્ન (વિવાહ) સંબંધે :**

(૧) વર અને અણવર સિવાય જાનમાં વધારેમાં વધારે ૧૫૦ માણસો જઈ શકશે. અને કન્યાપક્ષે જાનને એકટાણું જમાડવી.



નોંધ : બહુ દૂરથી આવનાર જાનને અનિવાર્ય સંજોગો સમયે અનુકુળતા મુજબ વ્યવસ્થા કરવી.

(૨) લગ્ન પ્રસંગે વરપક્ષે લાગા તરીકે નીચે મુજબ આપવાનું રહેશે.

(ક) પોખવાના રૂા. ૫૦

(ખ) પડલું ભરવું નહિ.

વરપક્ષ જાન લઈને કન્યા પક્ષને ત્યાં કન્યા માટે ચુંદડી (ઘરચોડું) સાથે કપડાની જોડી કન્યાને આપવાના રહેશે. જે પહેરીને કન્યા લગ્નમંડપમાં આવશે.

(ગ) કાંકણની જોડી નંગ ૧

(ઘ) મંગળસુત્ર ૧

(૩) કન્યાપક્ષ તરફથી વરપક્ષને નીચે મુજબના લાગા આપવાના રહેશે.

(ક) જમાઈને રોકડા રૂા. ૨૫૦ અથવા કપડા

(ખ) વરના પિતાને રૂા. ૧૫૦ અથવા કપડા

(ગ) વરની માતાને રૂા. ૧૫૦ અથવા કપડા

(ઘ) વરના દાદાને રૂા. ૧૦૦ અથવા કપડા

(ચ) વરની દાદીને રૂા. ૧૦૦ અથવા કપડા

(છ) બાકીના કુટુંબીજનો (કાકા-કાકી, જેઠ-જેઠાણી, દેર-દેરાણી, નણંદ વગેરે) દરેકને પહેરામણીના રૂા. ૧૦૦ આપવા.

(જ) હેલને બદલે રૂા. ૨૦૦ રોકડા આપવા. લોણારીને રૂા. ૧૦૦ રોકડા આપવા.

(ઝ) કાંસાની થાળી નંગ ૧ અને વાટકો નંગ ૧

(ટ) કન્યાદાનમાં પોતાની શક્તિ મુજબ રોકડું આપવું અને તેની જાહેરાત કરવી નહી.

(૪) લગ્નવિધિ પૂરી થયા બાદ કન્યા વરના ઉતારે જાય ત્યારે નવવધુનો ખોળો ભરવામાં વરપક્ષ તરફથી મિઠાઈ આપવાની રહેશે.

(૫) નવદંપતિને વરપક્ષવાળા આશીર્વાદ આપી શકશે

(૬) લગ્નપ્રસંગે બન્ને પક્ષોએ ઈતરલાગા તરીકે નીચે મુજબ આપવાના રહેશે.

(ક) ઉમિયામાતાજીને ભેટ યથાશક્તિ મુજબ મોકલવી

(ખ) શ્રી મંદિરે ધર્માદામાં યથાશક્તિ ભેટ આપવી

(ગ) વરપક્ષ તેમજ કન્યાપક્ષે આ શુભ પ્રસંગ નિમિત્તે શિક્ષણ ભેટ કેન્દ્રિય સમાજને મોકલવી અને ગોળ કરવી નહી.

નોંધ : (૧) આ પ્રસંગમાં કોઈપણ જાતનો પ્રસાદ કે મુખવાસ વહેંચવાનો નહી. તેમજ અનિચ્છનીય પ્રથા જેવી કે બારણું રોકવું, પગરખા છુપાવવા, ખોળામાંથી રૂપિયા ઉપાડવા જેવી પ્રથાઓ સદંતર બંધ કરવી.

(૨) નવદંપતિને પ્રથમ દિવસે વર કન્યા દ્વારા સામસામે અપાતી ભેટ સોગાદ કોઈપણ સંજોગોમાં આપવી નહી.

(૩) નવવધુને પિયરપક્ષ તરફથી મળેલ દાયજો બતાવવો નહી.

(૪) કન્યાપક્ષવાળાએ વરપક્ષના અણવરોને કોઈપણ જાતની ભેટ આપવી નહી.

**ઠરાવ નં. ૧૦ : સમુહલગ્ન સંબંધે :**

(૧) આપણી જ્ઞાતિમાં સમુહલગ્નો દરવર્ષે અનુકુળતાએ થઈ શકશે.

(૨) કોઈપણ ગામ કે કુટુંબ સમુહલગ્ન (એકસાથે એક જ દિવસે લગ્ન) કરવા માંગતા હોય તો કોઈપણ ગામમાં બન્નેપક્ષવાળાએ વાંધો લેવો નહી. આ સમુહલગ્ન પ્રથાને જો કોઈપણ તોડવા પ્રયત્ન કરે તો તેને કુટુંબ તથા ગામ સમજાવે. અને જો ન સમજે તો તેને સહકાર આપવો નહી.

(૩) સમુહલગ્નનો હેતુ સમય, શક્તિ, નાંણાનો બચાવ અને સંગઠન ભાવના વધે તે માટે આયોજન કરવામાં આવે છે. જેથી સભ્યોએ સમુહલગ્નમાં જોડાઈ સહકાર આપવો.

**ઠરાવ નં. ૧૧ : આણા સંબંધે :**

આણાની પ્રથા સદંતર બંધ કરવામાં આવે છે.

**ઠરાવ નં. ૧૨ : પુનઃલગ્ન સંબંધે :**

(૧) કોઈપણ બહેન વિધવા બને અથવા જ્ઞાતિરીત મુજબ છુટાછેડા મેળવે તેનું પુનઃલગ્ન થઈ શકશે.

(૨) આવા પુનઃલગ્નનું સગપણ કરતી વખતે વરપક્ષ તરફથી રૂા. ૧૫૧ ફેરવવાના રહેશે અને સગપણ નક્કી થયા બાદ તે રૂપિયા પ્રસાદી માટે આપવાના રહેશે.

(૩) આવા પુનઃલગ્નમાં વર અને અણવર સિવાય વધારેમાં વધારે ૫૦ માણસોએ જવું અને એકટાણું જમાવાનું રહેશે.

(૪) તદુપરાંત વરપક્ષે નીચે મુજબના કપડા તથા દાગીના આપવાના રહેશે.

(ક) કપડાની જોડી ૧ કન્યા માટે

(ખ) નાકની સળી હેમની નંગ ૧

(ગ) મઢેલું કંકણ નંગ ૧

(ઘ) પગના સાંકળા જોડ નંગ ૧



(ચ) મંગળસુત્ર આપવું

(છ) આ ઉપરાંત દાગીના કે રોકડ રકમ આપવી નહી

(જ) પાછા પગના આણા સદંતર બંધ કરવામાં આવે છે.

**ઠરાવ નં. ૧૩ : છુટાછેડા સંબંધે :**

(૧) એક વખત સમજી વિચારીને લગ્નગ્રંથિથી જોડાયા બાદ છુટાછેડા લઈ શકાશે નહી. પરંતુ અનિવાર્ય સંજોગો ઉપસ્થિત થતાં પ્રશ્નોમાં કુટુંબો / સમાજો દ્વારા સમાધાનના પ્રયાસો સફળ ન નિવડે ત્યારે છુટાછેડા લઈ શકાશે.

(૨) સમાજના કોઈપણ ભાઈએ એક પત્નીની હયાતીમાં બીજી પત્ની કરવી નહી. કાનુનના ઓથે રહી “રખાત” નામનું કલંકીત દુષણ અપનાવી શકાશે નહી. એવું નીંદીત કાર્ય કરશે અથવા જે કોઈ સાથ સહકાર આપશે. તેઓ પણ સામાજીક ગુનાહને પાત્ર ગણાશે. આ કાર્ય કરનાર અને કરાવનાર પાસેથી સમાજ જરૂરી ખુલાસાઓ મેળવશે અને તે અંગે સમાજના નિયમની અવગણના કરનાર સાથે કોઈપણ સંગંઠન કે સંસ્થાઓના સભ્યપદેથી દૂર કરવા જોઈએ. આવા દુષણો ન થાય તે માટે કુટુંબ, પાંખડી કે ગામની તકેદારી સમિતિના સભ્યો અને કાર્યકર્તાઓએ તકેદારી રાખવાની રહેશે.

**ઠરાવ નં. ૧૪ : મરણ પછીના ખર્ચ (દાડા) સંબંધે :**

(૧) મરનાર વ્યક્તિની ધાર્મિક વિધિ બાદ બ્રાહ્મણો અને નિયાણીઓને જમાડવા પરંતુ તેરમું કરવું નહી.

(૨) મરનાર વ્યક્તિ પાછળ તેના સ્મરણાર્થે કોઈ રકમ આપવા માગતા હોય તો તેઓને સમાજના કેળવણી ફંડ, હોસ્પિટલમાં ફંડ અથવા એવા સામાજીક ઉન્નતિના કાર્યોમાં તે રકમ આપવા સભા ખાસ ભલામણ કરે છે.

નોંધ : (૧) દૂરના સ્થળે રહેતા સંબંધીઓએ રૂબરૂ નહી જતા સંદેશાવ્યવહારનો ઉપયોગ કરી શકાશે.

(૨) અત્યારના સમયે બેસણાની વિધી દિવસો શક્ય તેટલા ઘટાડી શકાશે.

(૩) મરણ બાદ અપાતી પાઘડી જેવી પ્રથાને સદંતર બંધ કરવી.

**ઠરાવ નં. ૧૫ : કુદરતી ઘરભંગ થાય તે સંબંધે :**

(૧) દીકરીને સાસરાના ઘેર મોકલ્યા પછી મૃત્યુ પામે તો દીકરીને જીવીત સમય દરમિયાન આપેલ દાનની કોઈપણ વસ્તુ પાછી લેવી નહી.

(૨) જમાઈનું મૃત્યુ થાય તેવા પ્રસંગે દીકરીના માવિત્ર તે દીકરીને ત્યાંથી લઈ જવા માગતા હોય તો દીકરીના માવિત્રોએ આપેલ દાગીના સિવાય બીજું કાંઈપણ પાછું લઈ જઈ શકાશે નહી. પરંતુ તે દીકરીને બાળકો હોય અને તે દીકરીની સાથે આવતા હોય ત્યારે માવિત્રો તરફથી અપાયેલ દાગીના અને દાયજો તેમજ સાસરાપક્ષે આપેલ દાગીના સાથે પરત આપવાના રહેશે. અને ન લાવતા ત્યાં છોડી આવવાના હોય તો તેવા પ્રસંગે દીકરીના માવિત્રોએ દીકરીને આપેલ દાગીના તથા અન્ય કોઈપણ વસ્તુ પાછી લઈ જઈ શકાશે નહી.

નોંધ : જમાઈનું મૃત્યુ થાય ત્યારે દીકરીને તાત્કાલિક ઘર મૂકાવીને ઉઠાડી લેવાના બદલે તેના ભવિષ્યનો વિચાર કરવા બે માસનો સમય આપવો જોઈએ. અને દીકરીના અભિપ્રાય મુજબ આગળ નિર્ણય લેવો જોઈએ.

**ઠરાવ નં. ૧૬ : શિક્ષણ સંબંધે :**

(૧) આ સભા જ્ઞાતિજનોને ખાસ ભલામણ કરે છે કે આ પ્રગતિશીલ યુગને અનુસરીને સૌ પોતાના બાળકો (પુત્ર-પુત્રીઓ)ને ઉચ્ચ શિક્ષણ ફરજીયાત અપાવે. પોતાના સંતાનોને ઉચ્ચ શિક્ષણ આપવાની ધગશ ધરાવનારને સમાજ અત્યંત ઉત્સાહ આપે છે અને તેની કદર કરે છે.

(૨) સમાજે શરૂ કરેલ શિક્ષણનિધી ફંડમાં ઉદાર હાથે ભેટ નોંધાવવી જેથી જરૂરિયાતમંદ પરિવારના સંતાનોને શિક્ષણનિધિ દ્વારા મદદ કરી શકાય.

(૩) દેશ-પરદેશમાં વસતા સમાજના ભાઈ બહેનોને પોતાના ઘરમાં માતૃભાષા ગુજરાતીનો ઉપયોગ કરવો જોઈએ તેવી આ સભા ભલામણ કરે છે.

**ઠરાવ નં. ૧૭ : લગ્નવિધિ બાબત :**

દરેક ગામ, કંપાઓ તેમજ અન્ય સ્થળોએ લગ્નવિધિ અંગેની અલગ અલગ પધ્ધતિના કારણે મનદુઃખ ન થાય તે માટે સમાજે વિવાહ સંસ્કારની પુસ્તિકા પ્રકાશિત કરેલ છે. તે મુજબ જ દરેક જગ્યાએ લગ્નવિધિ કરવી જોઈએ તેવો સમાજ આગ્રહ રાખે છે.

નોંધ :

(૧) સરકારશ્રીના નિયમો મુજબ લગ્ન નોંધણી ફરજીયાત હોવાથી રજીસ્ટ્રેશન ઓફીસે ફરજીયાત નોંધ કરાવવી.

(૨) બ્રાહ્મણ અને બન્ને પરિવારોની ઉપસ્થિતિમાં સાદાઈ/ ફૂલહારથી થતા લગ્નો શાસ્ત્રોક્ત કરવા જોઈએ.

**ઠરાવ નં. ૧૮ : બાહ્ય આચરણો અંગે :**

જ્ઞાતિમાં સંપૂર્ણ એકવાયતા જળવાય તે માટે કચ્છ-ગુજરાત અને ભારત તેમજ વિદેશોમાં વસતા આપણા સમાજમાં જ્ઞાતિજનોએ જન્મથી મરણોત્તર સુધીના સંસ્કારો સનાતન હિંદુ રીતરિવાજો મુજબ પાળવાના રહેશે. મરણ પછી અગ્નિસંસ્કાર વિધિ કરવાની રહેશે.

**ઠરાવ નં. ૧૯ : સામાજીક તેમજ ધાર્મિક પ્રશ્નો અંગે :**

સમાજમાં ઉપસ્થિત થતા ધાર્મિક અને સામાજીક પ્રશ્નોનો સમાજ લેવલે નિરાકરણ લાવવા માટે અલગ પેટા નિયમો સાથેની કેન્દ્રીય સામાજીક ન્યાય સમિતિની નિમણૂંક કરવામાં આવેલ છે. તેથી સામાજીક તેમજ ધાર્મિક પ્રશ્નો બાબત સમાજમાં મતભેદ ઉભા થાય તેવા સંજોગોમાં તેનો નિકાલ સામાજીક ન્યાયસમિતિ દ્વારા કરવો અને તે નિર્ણય અંતિમ રહેશે. કોર્ટ તેમજ પોલીસનો આશરો લેવો નહી.

નોંધ : જ્ઞાતિજનોએ આ ઉપરોક્ત ૧૮ અને ૧૯ ઠરાવોનું અચૂક પાલન કરવાનું રહેશે. અને જે કોઈ તેનું ઉલ્લંઘન કરે તો કોઈએ તેને સહકાર આપવો નહી.

# શ્વેતપત્ર


કેન્દ્રીય સમાજના હોદ્દેદારો અને સમાધાન સમિતિ દ્વારા ધાર્મિક વિવાદો અંગેના સમાધાનની લાંબા સમયની પ્રક્રીયા દરમ્યાન ખુબજ ઉંડાણ પુર્વકનો અભ્યાસ સમગ્ર રીતે કરવામાં આવેલ છે. અમારી સમક્ષ આવેલા કેટલાક તથ્યો, હકીકતો સાહીત્યોમાંથી ઉભરેલા સત્યો, પૂર્વજોની ચીંધેલી દિશા, વડવાઓના કાર્યો, જ્ઞાતિજનો સાથેના સંવાદો, મતો, અભિપ્રાયો વગેરેને અમો હોદ્દેદારોએ નોંધમાં લીધેલ છે. તેમજ છેલ્લા કેટલા સમયથી ધર્મ વિષયક વિવાદો, બનાવો, ઘટનાઓ અને વર્તમાન બંધારણનો તાર્કિક તલસ્પર્શી અભ્યાસના તારણો કરતા આવી તમામ બાબતોને નજર સમક્ષ રાખીને અવારનવાર મળેલ હોદ્દેદારો અને ટ્રસ્ટીઓની મીટીંગમાં ચર્ચા-વિચારણાના અંતે સર્વાનુમતે લેવાયેલ નિર્ણયોના અનુસંધાનમાં અને તા. ૨૭-૨-૨૦૧૦ના રોજ સમાધાન સમિતિની સભા દરમ્યાન બનેલ કલંકિત ઘટનાના અનુસંધાનમાં નીચે મુજબનો શ્વેત પત્ર જારી કરવામાં આવે છે.

(૧) આપણી કેન્દ્રીય સમાજની સ્થાપના એવા વડીલો દ્વારા કરવામાં આવી હતી કે જેમણે પીરાણા સતપંથ ધર્મનો સદંતર ત્યાગ કરી મુળ સનાતન હિન્દુ ધર્મનો અંગીકાર કર્યો હતો.તેથી નિઃશંકપણે પુરવાર થાય છે કે આપણી કેન્દ્રીય સમાજ સનાતની સમાજ છે અને તેનો ધર્મ સનાતન વૈદિક હિન્દુ ધર્મ છે.

(૨) પુજનીય સંતશ્રી ઓધવરામજી મહારાજ જેવા સંતોની સલાહ અને સ્થાપક વડવાઓના અભિગમને અનુસરી આ સમાજની રચના કરવામાં આવેલ હતી જેથી આ સમાજ, મુળભુત હિન્દુ સનાતન વિચારધારાથી ભટકી ગયેલ જ્ઞાતિજનોને હિન્દુ સનાતન વિચારધારામાં ભેળવવાના પ્રયાસો કરશે.

(૩) આપણો સમાજ હિન્દુ સનાતન વિચારધારા પર આવી શકે તેવી લાગણીથી આ સમાજની રચના કરવામાં આવી છે અને તેના સારા પરિણામો આવી શક્યા છે પરંતુ અપવાદરૂપ હજી પણ કેટલાક જ્ઞાતિજનો આપણી હિન્દુ સનાતન સંસ્કૃતિને અપનાવી શક્યા નથી તે ખરેખર દુઃખદ બાબત ગણી શકાય.

(૪) સમાજ રચનાના લખાણો, તે વખતની પ્રતો, મીનીટસ બુકો વિગેરે પરથી પ્રમાણિત થાય છે કે આ સમાજનો હિન્દુ પરંપરાને જાળવીને હંમેશને માટે કાર્ય કરવાનો આદેશ હતો તેથી આ સમાજ તેજ વિચારધારા પર કાર્ય કરશે અને સમાજમાં સનાતન હિન્દુ ધર્મનો પ્રચાર-પ્રસાર કરશે.

(૫) અત્યાર સુધી અવારનવાર કેન્દ્રીય સમાજ દ્વારા જ જ્ઞાતિના અધિવેશનો બોલાવવામાં આવેલા છે. તેમાં પસાર કરવામાં આવેલ ઠરાવ મુજબ જ્ઞાતિના રિતરિવાજોના નિયમ ૧૮ મુજબ બાહ્ય આચરણો અંગે અને નિયમ ૧૯ મુજબ સામાજિક તેમજ ધાર્મિક પ્રશ્નો અંગેનું પાલન કરાવવા જણાવવામાં આવેલ છે. તેમ છતા કેટલીક વ્યક્તિઓ આ નિયમોને ગંભીરતાથી લેતી નથી.તેમજ અવારનવાર એક યા બીજા બહાના હેઠળ આપણો સમગ્ર સમાજ હેરાન થાય તેમજ સમાજના પ્રતિનિધિઓની લાગણી દુભાય તેવા કેસો કરે છે અને સમાજને પણ તકલીફમાં મુકે છે જેથી સમાજનું બંધારણ, ધારાધોરણ તેમજ જ્ઞાતિના રિતરિવાજોના નિયમ ૧૮ અને ૧૯નું ચુસ્તપણે પાલન કરાવવું આ તબક્કે ખુબજ જરૂરી બને છે. સમાજમાં એક જ આચાર અને વિચાર કાયમ રહે, એક જ રિતરિવાજોનું અને સનાતન હિન્દુ ધર્મનું ચુસ્ત પણે પાલન થાય તે અત્યંત જરૂરી છે. જેમણે ઉપરોક્ત નિયમોનો ભંગ કરેલ છે તે વ્યક્તિ તેમજ વ્યક્તિ સમુહનું સભ્યપદ રદ કરવાનું રહે છે અને "સ્વર્ણિમ મહોત્સવ" તેમજ સમાજના તમામ કાર્યક્રમોમાં તેમનો પ્રવેશ નિષેધ કરવામાં આવે છે. આ અંગેની જવાબદારી ભારત ભરના તમામ ઝોન અને ઝોનમાં આવતા સમાજને સોંપવામાં આવે છે.

(૬) સમાજના સભ્યપદ મેળવવા માટે આ શ્વેત પત્રમાં જણાવેલ વિવિધ મુદ્દાઓ અનુસાર આપણી જ્ઞાતિના જે કોઈ સભ્ય જન્મથી મરણોતર સુધી સનાતન વૈદિક હિન્દુ ધર્મની પરંપરાઓ અને સમાજના બંધારણ અને ધારાધોરણો તથા જ્ઞાતિના રિતરિવાજોનું પાલન કરનારને નિયત અરજી પત્રક મેળવીને જરૂરી સભ્ય ફી ભરી કારોબારી સભામાં મંજુર થયે સભ્યપદ આપવામાં આવશે. સમાજના વર્તમાન આજીવન સભ્યોએ પણ સભ્યપદ માટેનું નિયત અરજી પત્રક ભરીને સમાજને સોપવાનું રહેશે.

નખત્રાણા, કચ્છ
તા. ૨૫-૦૩-૨૦૧૦

**પ્રમુખશ્રી,**
**શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ,**
**નખત્રાણા (કચ્છ)**

# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ સુવર્ણ જયંતી મહોત્સવ પ્રસંગે નોંધાયેલ દાન આપનાર અને અપાવનાર દાતાશ્રીઓની યાદી



| ક્રમ | દાતાશ્રીઓના નામ | ગામ | રકમ | દાનનું વિવરણ |
|---|---|---|---|---|
| ૧ | માતૃશ્રી હીરુબેન રામજીભાઇ ખીમજીભાઇ ભાવાણી સતરાવાળા પરિવાર, સુરત - રસલીયા હ. પરબતભાઇ, કરસનભાઇ, દેવજીભાઇ, વિશ્રામભાઇ | સુરત - રસલીયા | ૭૭૭૭૭૭૭ | મહોત્સવ મુખ્ય યજમાન બેનરદાતા |
| | માતૃશ્રી વાલબાઇ હિરાલાલ ગોપાલભાઇ સાંખલા પરિવાર હ. ધનારામભાઇ, ગંગારામભાઇ | દિલ્હી - રસલીયા | ૧૫૦૦૦૦૦ | પંચમ અધિવેશન બેનર દાતા |
| | પટેલ વુડ પ્રોડકટ પ્રા. લી. | દિલ્હી - ખોંભડી | | |
| | પટેલ ગોલ્ડન ટિમ્બર પ્રા. લી.(પી.જી.ગ્રુપ) | દિલ્હી - ખોંભડી | | |
| ૨ | શ્રી ધનસુખભાઇ હરજીભાઇ લીંબાણી | મસ્કત (માનકુવા) | ૩૫૦૦૦૦૦ | યુવા ઓલ્મપીયાડમુખ્ય દાતા |
| ૩ | માતૃશ્રી કાંતાબેન કેશરાભાઇ રામજીયાણી પરિવાર હ. રવિલાલભાઇ, રતિલાલભાઇ, હરિભાઇ, હિરાલાલભાઇ | મુંબઇ-દેશલપર | ૨૧૧૧૧૧૧ | ઇતિહાસ ગ્રંથ વિમોચક દાતા |
| | માતૃશ્રી કુંવરબેન નારણભાઇ નાકરાણી પરિવાર હ. સામજીભાઇ અને રતનશીભાઇ | મુંબઇ-રત્નાપર | | |
| ૪ | માતૃશ્રી મુળબાઇ રતનશી વિશ્રામ રામજીયાણી પરિવાર હ. સુપુત્રો મોહનભાઇ, મગનભાઇ અને નવીનભાઇ | મુંબઇ - મદનપુરા | ૧૫૫૧૦૦૦ | આમંત્રણ પત્રીકા સૌજન્ય |
| ૫ | અ.ભા.ક.ક.પા. યુવાસંઘ | નખત્રાણા | ૧૫૫૧૦૦૦ | કેલેન્ડર દાતા |
| ૬ | માતૃશ્રી મુળબાઇ રતનશી વિશ્રામ રામજીયાણી પરિવાર હ. સુપુત્રો મોહનભાઇ, મગનભાઇ અને નવીનભાઇ | મુંબઇ - મદનપુરા | ૧૨૨૫૧૧૧ | મહોત્સવ શુભારંભ |
| ૭ | શ્રી સીલીકોન પ્રા. લી.- મનસુખભાઇ રૂડાણી | અમદાવાદ | ૧૧૧૧૧૧૧ | ઓફિસના ઉદ્દઘાટન દાતા |
| ૮ | શ્રી મનજીભાઇ વાલજીભાઇ સાંખલા | મુંબઇ | ૧૧૦૦૦૦૦ | ભોજન દાતા |
| ૯ | શ્રી લાલજીભાઇ ભાણજીભાઇ પોકાર | પુના | ૧૧૦૦૦૦૦ | ભોજન દાન |
| ૧૦ | શ્રીમતી રતનબેન શામજીભાઇ ધનાણી | નખત્રાણા | ૬૬૬૬૬૬ | સુવેનીયર વિમોચન દાતા |
| ૧૧ | માતેશ્વરી ગ્રુપ -પ્રેમજીભાઇ, વાલજીભાઇ, હિરાલાલ, શંકરલાલ | મુંબઇ | ૫૭૭૭૭૭ | સુવેનીયર એડ ટાઇટલ-૪ |
| ૧૨ | શ્રી મૈત્રી ગ્રુપ - હ. સામજીભાઇ/પ્રેમજીભાઇ/અબજીભાઇ | મુંબઇ | ૫૫૫૫૫૫ | સુવેનીયર એડ ટાઇટલ-૪ |
| ૧૩ | શ્રી રવજીભાઇ રામજી ચોપડા ગ્રુપ | મુંબઇ | ૫૫૫૫૫૫ | વિડિયો / ફોટોગ્રાફી દાતા |
| ૧૪ | શ્રી મૈસુર ટીમ્બર ટ્રેડીંગ કંપની તથા | બેંગલોર | ૫૨૫૫૫૫ | ઇતિહાસવિદ સોવેનિયર એડ |
| | શ્રી રમેશભાઇ માવજીભાઇ વાઘડીયા તથા | બેંગલોર | | |
| | શ્રી વાલજીભાઇ જીવરાજભાઇ દિવાણી | સાગર / નવી દિલ્હી | | |
| ૧૫ | શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ મોરબી | મોરબી | ૫૦૧૦૦૦ | ભોજન દાન |
| ૧૬ | શ્રી ઉમિયા ચેરીટેબલ ટ્રસ્ટ-જીવરાજભાઇ | નાગપુર | ૫૦૧૦૦૦ | ઉમિયા માતાજી મંદિરના દાતા |
| ૧૭ | શ્રી પાટીદાર સમાજ બેંગલોર | બેંગલોર | ૫૦૦૦૦૦ | લક્ષ્મીનારાયણ મંદિરના દાતા |
| ૧૮ | વૃંદાવન સિરામીક- ચંદુભાઇ મનજીભાઇ પોકાર | મોરબી | ૫૦૦૦૦૦ | સહયોગનિધિ કુપનમા એડ |
| ૧૯ | શ્રી અંબીકા ગ્રુપ કમ્પની-દેવશીભાઇ | સિંગોટા | ૪૪૪૪૪૪ | ઇતિહાસ એડ ટાઇટલ-૨ |
| ૨૦ | શ્રી અંબાલાલ હરદાસભાઇ ધોળુ | બાંકુરા | ૩૬૬૬૬૬ | ઇતિહાસ એદ ટાઇટલ-૩ |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૧ | શ્રી નારાણભાઈ પ્રેમજીભાઈ સેંઘાણી | મુંબઈ | ૩૫૧૦૦૦ | લક્ષ્મીનારાયણ હોલ બેનર દાતા |
| ૨૨ | શ્રી કિર્તીભાઈ મનજી સાંખલા- નિતીનભાઈ તથા | મુંબઈ | ૩૨૫૦૦૦ | રામદેવજી મહારાજ |
| | શ્રીગંગારામ વાલજીભાઈ લીંબાણી પરિવાર-ચંદ્રકાંતભાઈ | અમદાવાદ | | કાર્યક્રમના દાતા |
| ૨૩ | ભાણજીભાઈ ખીમજી ભાવાણી - દેવજીભાઈ | સુરત | ૨૫૧૦૦૦ | સાંસ્કૃતિક કાર્યક્રમ ઉદ્‌ઘાટક |
| ૨૪ | શ્રી માધવજીભાઈ લાલજીભાઈ ભાવાણી | સુરત | ૨૫૧૦૦૦ | સાસ્કૃતિક કાર્યક્રમ દાતા |
| ૨૫ | શ્રી ઈશ્વર સો મીલ - મગનભાઈ | રાયપુર | ૨૫૦૦૦૦ | કેપના દાન |
| ૨૬ | શ્રી પટેલ કેનવુડ પ્રા. લી. (છગનભાઈ) | અંકલેશ્વર | ૨૫૦૦૦૦ | કેપના દાન |
| ૨૭ | શ્રી મહાવીર સો મીલ-રામજીભાઈ કરમશી નાકરાણી | રાયપુર | ૨૫૦૦૦૦ | કેરીબેગના દાતા |
| ૨૮ | શ્રી શંકર વિજય સો મીલ-લાલજીભાઈ ભાવાણી | સુરત | ૨૫૦૦૦૦ | કેરીબેગનાદાતા |
| ૨૯ | શ્રીમતી ડાહીબેન કરશન રતનશી દિવાણી | મુંબઈ | ૨૫૦૦૦૦ | કેરીબેગ દાતા |
| ૩૦ | સ્વ. લાલબાઈ રામજી પચાણ ગોગારી-ડૉ.પ્રેમજીભાઈ | ગાંધીધામ | ૨૫૦૦૦૦ | કેપના દાતા |
| ૩૧ | શ્રી વૃન્દાવન સિરામીક -ચંદુભાઈ પોકાર | મોરબી | ૨૫૦૦૦૦ | કેપના દાતા |
| ૩૨ | અભિનવ હોમ ડેકોર - દેવજીભાઈ | મુંબઈ | ૨૨૫૦૦૦ | સુવેનીયર જાહેરાત |
| ૩૩ | સિલીકોન ગ્રુપ-શ્રી મનસુખભાઈ વિશ્રામ રૂડાણી | અમદાવાદ | ૨૦૧૦૦૦ | સુવેનીયર જાહેરાત |
| ૩૪ | કે. એન. પોકાર કન્સટ્રકશન પ્રા. લી. | મુંબઈ | ૧૭૫૦૦૦ | સુવેનીયર જાહેરાત |
| ૩૫ | શ્રી કરસનભાઈ લધાભાઈ વાસાણી | હૈદ્રાબાદ | ૧૫૧૦૦૦ | મેઈન ગેટ |
| ૩૬ | શ્રી કોટડા(જ.) સમાજના ભાઈઓ તરફથી | કોટડા(જ) | ૧૫૧૦૦૦ | મેઈન ગેટ |
| ૩૭ | સોની સિરામીક-દેવરામભાઈ | મોરબી | ૧૫૧૦૦૦ | મેઈનગેટના દાતા |
| ૩૮ | શ્રી વિશ્રામ પ્રેમજી પટેલ એન્ડ કંપની | કોલકતા | ૧૫૧૦૦૦ | મેઈન ગેટ દાતા |
| ૩૯ | શ્રી લાલજીભાઈ શીવજીભાઈ ભાવાણી | સુરત | ૧૫૧૦૦૦ | મેઈન ગેટ |
| ૪૦ | શ્રી શીવગણભાઈ હંસરાજ ધોળુ | રાજનંદગાવ | ૧૫૧૦૦૦ | ભોજનદાન |
| ૪૧ | સૂર્યા સિરામીક-દેવરામભાઈ | મોરબી | ૧૫૦૦૦૦ | ભોજનદાન |
| ૪૨ | સ્વ.લક્ષ્મીબેન લધારામભાઈ વાસાણી-રૂક્ષ્મણીબેન | મુંબઈ | ૧૩૧૧૧૧ | ભોજનદાન |
| ૪૩ | અ.ભા.ક.ક.પા. સતસંગ સમાજ - ખીમજીભાઈ | રવાપર | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૪૪ | અ.ભા.ક.ક.પા. છાભૈયા પરિવાર - ધનજીભાઈ | | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૪૫ | અ.ભા.ક.ક.પા. ચૌહાણ પરિવાર - લક્ષ્મણભાઈ | | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૪૬ | શ્રી અમૃતભાઈ પ્રેમજીભાઈ ખેતાણી | નરોડા | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૪૭ | શ્રી અમૃતભાઈ / રમેશભાઈ ગોરાણી | ઉડપી | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૪૮ | શ્રી આશાપુરા સો મીલ - કાનજીભાઈ | નેલમંગલા | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૪૯ | શ્રી દાનાભાઈ જશાભાઈ પોકાર પરિવાર - જીવરાજભાઈ | રવાપર | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૫૦ | દેવશીભાઈ નારણભાઈ નાકરાણી | રત્નાપર (મઉ) | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૫૧ | ગં.સ્વ. રામબાઈ વિશ્રામ જીવરાજ લીંબાણી - કરસનભાઈ | બેંગલોર | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૫૨ | ગં.સ્વ. રૂક્ષ્મણીબેન શીવદાસ નારણ સુરાણી - બાબુભાઈ | નખત્રાણા | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૫૩ | શ્રી ગંગારામભાઈ લધાભાઈ નાકરાણી | મુંબઈ | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૫૪ | શ્રી ગોપાલભાઈ રાજાભાઈ સેંઘાણી | દરશડી-અબુધાબી | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૫૫ | શ્રી હંસરાજભાઈ ધનજીભાઈ લીંબાણી-વાલજીભાઈ | ગુણાતીતપુર | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૫૬ | શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ ગીતા મંદિર - લક્ષ્મણભાઈ | અમદાવાદ | ૧૧૧૧૧૧ | ભોજન દાન |

| | | | | |
|---|---|---|---|---|
| ૫૭ | શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ ટ્રસ્ટ ફંડ, મુંબઇ | મુંબઇ | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૫૮ | શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ લકડગંજ - વિશ્રામભાઇ | નાગપુર | ૧૧૧૧૧૧ | શિક્ષણ ફંડ |
| ૫૯ | શ્રી કાનજીભાઇ નથુભાઇ | | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૬૦ | શ્રી કાંતીભાઇ ભગત | મુંબઇ | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૬૧ | શ્રી કેશવલાલ માધવજીભાઇ લીંબાણી | બેંગલોર | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૬૨ | શ્રી કોલ્હાપુર સો મીલ - માવજીભાઇ વાઘડીયા | કોલ્હાપુર | ૧૧૧૧૧૧ | ભોજનદાન |
| ૬૩ | શ્રી લખપત તાલુકા પાટીદાર સમાજ | દયાપર | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૬૪ | શ્રી નવાવાસ રવાપર પાટીદાર સમાજ -અરજણભાઇ/ગંગાદાસભાઇ | નવાવાસ રવાપર | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૬૫ | શ્રી લક્ષ્મીનારાણ સનાતન સમાજ - ગંગારામભાઇ | દેશલપર(વાંઢાય) | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૬૬ | શ્રી માનકુવા ટીમ્બર તથા સત્યમ સિરામીક | માનકુવા/મોરબી | ૧૧૧૧૧૧ | ભોજન દાતા |
| ૬૭ | માતુશ્રી મણીબેન લધાભાઇ લીંબાણી | દુર્ગાપુર | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૬૮ | માતુશ્રી પરમાબેન મુળજી ગંગદાસ સેંઘાણી - ખીમજીભાઇ | દરશડી | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૬૯ | શ્રી નખત્રાણા નવાવાસ પાટીદાર સનાતન સમાજ | નખત્રાણા | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૭૦ | શ્રી નાના અંગીયા લક્ષ્મીનારાયણ પાટીદાર સનાતન સમાજ | નાના અંગીયા | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૭૧ | શ્રી નારાણભાઇ અરજણ સાંખલા - નરસિંહભાઇ | અમદાવાદ | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૭૨ | શ્રી પચાણભાઇ હરજીભાઇ વાસાણી - નારણભાઇ | ઓરંગાબાદ | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૭૩ | શ્રી પ્રેમજીભાઇ નાનજીભાઇ ઠાકરાણી - માધવજીભાઇ | મુંબઇ | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૭૪ | અ.ભા.ક.ક.પા. રામાણી પરિવાર | નખત્રાણા | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૭૫ | શ્રી રાજસ્થાન ઝોન - વિરચંદભાઇ પોકાર | રાજસ્થાન | ૧૧૧૧૧૧ | ભોજનદાન |
| ૭૬ | શ્રીમતી રતનબેન શામજીભાઇ ધનાણી - મણીલાલભાઇ | નખત્રાણા | ૧૧૧૧૧૧ | ભોજનદાન |
| ૭૭ | શ્રી સમસ્ત નાકરાણી પરિવાર - રામજીભાઇ નાકરાણી | નાગલપર | ૧૧૧૧૧૧ | ભોજન દાન |
| ૭૮ | શ્રી શીવગણભાઇ કાનજી તથા શામજીભાઇ વિશ્રામ | સુરત | ૧૧૧૧૧૧ | ભોજનદાન |
| ૭૯ | સ્વ. અમૃતભાઇ પ્રેમજીભાઇ ખેતાણી - ગીરીશભાઇ | અમદાવાદ | ૧૧૧૧૧૧ | ભોજનદાન |
| ૮૦ | સ્વ.ડાહીબેન નાનજીભાઇ દિવાણી - રવજીભાઇ | ભીવંડી | ૧૧૧૧૧૧ | ભોજનદાન |
| ૮૧ | સ્વ.ગોમતીબેન ડાયાભાઇ લધા છાભૈયા-લાલજીભાઇ | તુમકુર | ૧૧૧૧૧૧ | ભોજનદાન |
| ૮૨ | સ્વ. કેશરબેન અરજણ કરશન સુરાણી - વિશ્રામભાઇ | નખત્રાણા | ૧૧૧૧૧૧ | ભોજનદાન |
| ૮૩ | સ્વ.લાલબાઇ નારણ ખેતા સોમજીયાણી | હૈદ્રાબાદ | ૧૧૧૧૧૧ | ભોજનદાન |
| ૮૪ | સ્વ.લાલજીભાઇ ડાયાભાઇ વાઘડીયા - શીવજીભાઇ | મદુરાઇ | ૧૧૧૧૧૧ | ભોજનદાન |
| ૮૫ | સ્વ. નારણભાઇ હીરજીભાઇ ધોળુ | નાગલપર | ૧૧૧૧૧૧ | ભોજનદાન |
| ૮૬ | સ્વ.પેથાભાઇ નાનજીભાઇ રૂડાણી | પલીવાડ | ૧૧૧૧૧૧ | ભોજનદાન |
| ૮૭ | સ્વ.વાલજીભાઇ રતનશી પારસીયા-હરિલાલ | મુંબઇ | ૧૧૧૧૧૧ | ભોજનદાન |
| ૮૮ | શ્રી લક્ષ્મીનારાયણ પાટીદાર સનાતન સમાજ - રવજીભાઇ | ટોડીયા | ૧૧૧૧૧૧ | ભોજનદાન |
| ૮૯ | શ્રી ઉમેશભાઇ ડાયાભાઇ નાથાણી | મુંબઇ | ૧૧૧૧૧૧ | ભોજનદાન |
| ૯૦ | શ્રી વાલજીભાઇ ગોપાલભાઇ ભગત | મૈસુર | ૧૧૧૧૧૧ | ભોજનદાન |
| ૯૧ | શ્રી અરજણભાઇ વિરજી લીંબાણી | નખત્રાણા | ૧૧૧૧૧૧ | ભોજનદાન |
| ૯૨ | શ્રી કેશરા વિશ્રામ જબુવાણી | નારાયણ ગાંવ | ૧૧૧૧૧૧ | શિક્ષણ દાન |

| | | | | |
|---|---|---|---|---|
| ૯૩ | શ્રી અખેરાજભાઇ પ્રેમજીભાઇ માનાણી | નાગપુર | ૧૧૧૦૦૦ | ભોજન દાન |
| ૯૪ | શ્રી ભાણજીભાઇ હંસરાજ ગોરાણી - મનજીભાઇ | મહાડ | ૧૧૧૦૦૦ | ભોજન દાન |
| ૯૫ | શ્રી દક્ષીણ ગુજરાત કડવા પાટીદાર સમાજ - છગનભાઇ | અંકલેશ્વર | ૧૧૧૦૦૦ | ભોજન દાન |
| ૯૬ | શ્રી ધનજીભાઇ જીવરાજ હળપાણી - દામજીભાઇ | બેંગલોર | ૧૧૧૦૦૦ | ભોજન દાન |
| ૯૭ | શ્રી મુળજીભાઇ લધા પારસિયા પરિવાર - વેલજીભાઇ | અમદાવાદ | ૧૧૧૦૦૦ | ભોજન દાન |
| ૯૮ | શ્રી રસલીયા પાટીદાર સનાતન સમાજ | રસલીયા | ૧૧૧૦૦૦ | ભોજનદાન |
| ૯૯ | શ્રીમતી રતનબેન વિશ્રામ સર્વોદય ટ્રસ્ટ | મુંબઇ | ૧૧૧૦૦૦ | ભોજનદાન |
| ૧૦૦ | શ્રી નાનજીભાઇ મેઘજીભાઇ સાંખલા | અમદાવાદ | ૧૦૫૦૦૦ | મેડીકલ કેમ્પ દાતા |
| ૧૦૧ | શ્રી અંકલેશ્વર ટીમ્બર્સ - પ્રવિણભાઇ / છગનભાઇ | અંકલેશ્વર | ૧૦૧૧૧૧ | ભોજન દાન |
| ૧૦૨ | શ્રી કાનજીભાઇ શીવગણ નાકરાણી પરિવાર - જેઠાભાઇ | મોટી વિરાણી | ૧૦૧૧૧૧ | ભોજન દાન |
| ૧૦૩ | શ્રી સ્વ. કંકુબેન કેસરાભાઇ રામાણી - માવજીભાઇ | નખત્રાણા | ૧૦૧૧૧૧ | ભોજન દાન |
| ૧૦૪ | કંકુબેન નારણભાઇ મનજી વેલાણી | મુંબઇ | ૧૦૧૧૧૧ | ભોજન દાન |
| ૧૦૫ | શ્રી કોટદા(જ.) કડવા પાટીદાર સમાજ | કોટડા(જ) | ૧૦૧૧૧૧ | ભોજન દાન |
| ૧૦૬ | શ્રી લધાભાઇ મેઘજીભાઇ વાસાણી | મુંબઇ | ૧૦૧૧૧૧ | ભોજન દાન |
| ૧૦૭ | અ.ભા.ક.ક.પા. ભગત-સુરાણી પરિવાર - માવજીભાઇ | વિથોણ | ૧૦૧૦૦૦ | ભોજન દાન |
| ૧૦૮ | શ્રી ભવાની સો મીલ - અરજણભાઇ | પીનીયા | ૧૦૧૦૦૦ | ભોજન દાન |
| ૧૦૯ | શ્રી દામજીભાઇ પ્રેમજી ધોળુ | ભુજ | ૧૦૧૦૦૦ | ભોજન દાન |
| ૧૧૦ | દેવજીભાઇ નાનજીભાઇ ધોળુ - હંસરાજભાઇ | ભુજ | ૧૦૧૦૦૦ | ભોજન દાન |
| ૧૧૧ | શ્રી ધનજીભાઇ નારાણભાઇ નાથાણી | ઉડપી | ૧૦૧૦૦૦ | ભોજન દાન |
| ૧૧૨ | શ્રી ધનજીભાઇ શીવગણભાઇ રૂડાણી | મુંબઇ | ૧૦૧૦૦૦ | ભોજન દાન |
| ૧૧૩ | શ્રી ગોવિંદભાઇ મનજીભાઇ રામાણી | બારડોલી | ૧૦૧૦૦૦ | ભોજન દાન |
| ૧૧૪ | શ્રી હરિભાઇ કરસનભાઇ પોકાર | ઇન્દોર | ૧૦૧૦૦૦ | ભોજન દાન |
| ૧૧૫ | શ્રી હીરજીભાઇ દેવજીભાઇ છાભૈયા | રાયપુર | ૧૦૧૦૦૦ | ભોજન દાન |
| ૧૧૬ | શ્રી જીવરાજભાઇ ગોપાલભાઇ નાથાણી | ઉડુપી | ૧૦૧૦૦૦ | ભોજન દાન |
| ૧૧૭ | શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ - ઔરંગાબાદ | ઔરંગાબાદ | ૧૦૧૦૦૦ | ભોજન દાન |
| ૧૧૮ | શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ - નવી દિલ્હી | નવી દિલ્હી | ૧૦૧૦૦૦ | ભોજન દાન |
| ૧૧૯ | શ્રી કેસરાભાઇ પેથાભાઇ જાદવાણી - ધનજીભાઇ | હુબલી | ૧૦૧૦૦૦ | ભોજન દાન |
| ૧૨૦ | શ્રી ખીમજીભાઇ નાગજીભાઇ લીંબાણી - મગનભાઇ | અંધેરી | ૧૦૧૦૦૦ | ભોજન દાન |
| ૧૨૧ | શ્રી ખીમજી નારણ રામાણી - પ્રવીણભાઇ | નખત્રાણા | ૧૦૧૦૦૦ | ભોજનદાન |
| ૧૨૨ | શ્રી વેલાણી પરિવાર-કોટડા(જ.)ભાગવત સપ્તાહ નિમિત્તે | કોટડા(જ) | ૧૦૧૦૦૦ | ભોજનદાન |
| ૧૨૩ | શ્રી લધાભાઇ નાનજીભાઇ ધોળુ પરિવાર | વડોદરા | ૧૦૧૦૦૦ | ભોજન દાન |
| ૧૨૪ | માતાજી કાંતાબેન તેજા છાભૈયા | મહેસાણા | ૧૦૧૦૦૦ | ભોજન દાન |
| ૧૨૫ | માતુશ્રી માનબાઇ લધાભાઇ કાનજીયાણી - જીવરાજભાઇ | નાગપુર | ૧૦૧૦૦૦ | ભોજન દાન |
| ૧૨૬ | શ્રી નારાણભાઇ રામજીભાઇ પોકાર | ભુજ | ૧૦૧૦૦૦ | ભોજન દાન |
| ૧૨૭ | શ્રી પાટીદાર મિત્ર મંડળ | કાદિયા નાના | ૧૦૧૦૦૦ | ભોજન દાન |
| ૧૨૮ | શ્રી નખત્રાણા પશ્ચિમ વિભાગ પાટીદાર સમાજ | નખત્રાણા | ૧૦૧૦૦૦ | ભોજન દાન |
| ૧૨૯ | શ્રી પ્રેમજીભાઇ શીવગણ રૂડાણી | મુંબઇ | ૧૦૧૦૦૦ | ભોજન દાન |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૩૦ | શ્રી રાજપર પાટીદાર સમાજ - ધનજીભાઈ | રાજપર | ૧૦૧૦૦૦ | ભોજનદાન |
| ૧૩૧ | શ્રીમતી રતનબેન લાલજીભાઈ જાદવાણી | શહાડ કલ્યાણ | ૧૦૧૦૦૦ | ભોજનદાન |
| ૧૩૨ | શ્રી રવજીભાઈ મુળજીભાઈ ચૌધરી | સિંકન્દ્રાબાદ | ૧૦૧૦૦૦ | ભોજનદાન |
| ૧૩૩ | શ્રી સત્યનારાયણ પાટીદાર સમાજ મધ્ય વિભાગ | નખત્રાણા | ૧૦૧૦૦૦ | ભોજનદાન |
| ૧૩૪ | શ્રી શામજીભાઈ રત્નાભાઈ પાંચાણી - રવજીભાઈ | નખત્રાણા | ૧૦૧૦૦૦ | ભોજનદાન |
| ૧૩૫ | શ્રી અ.ભા.દેવલ ગોત્રીય સાંખલા પરિવાર - ગંગારામભાઈ | ઉગેડી | ૧૦૧૦૦૦ | ભોજનદાન |
| ૧૩૬ | શ્રી શીવગણભાઈ શીવજીભાઈ છાભૈયા | સિકંદ્રાબાદ | ૧૦૧૦૦૦ | ભોજનદાન |
| ૧૩૭ | શ્રી ભવાની સો મીલ-રાજનભાઈ | પીનીયા | ૧૦૧૦૦૦ | ભોજનદાન |
| ૧૩૮ | સ્વ. રતનબેન કરશનભાઈ પેથાભાઈ લીંબાણી-મણીભાઈ | જીયાપર | ૧૦૧૦૦૦ | ભોજનદાન |
| ૧૩૯ | સ્વ. કરશનભાઈ જેઠાભાઈ છાભૈયા-ભાણજીભાઈ | બેંગલોર | ૧૦૧૦૦૦ | ભોજનદાન |
| ૧૪૦ | સ્વ.લખમશીભાઈ કાનજી લીંબાણી-ખીમજીભાઈ | કલકતા | ૧૦૧૦૦૦ | ભોજનદાન |
| ૧૪૧ | સ્વ.શીવજીભાઈ પુંજાભાઈ લીંબાણી-અરજણભાઈ | પુના | ૧૦૧૦૦૦ | ભૌજનદાન |
| ૧૪૨ | સ્વ.સોમજીભાઈ દાના રામજીયાણી પરિવાર-હરજીભાઈ | મુંબઈ | ૧૦૧૦૦૦ | ભોજનદાન |
| ૧૪૩ | સ્વ.વાલજીભાઈ માધવજી લીંબાણી-નાનજીભાઈ | બેંગલોર | ૧૦૧૦૦૦ | ભોજનદાન |
| ૧૪૪ | શ્રી નેત્રા પાટીદાર સમાજ-નારણભાઈ/જીવરાજભાઈ | નેત્રા | ૧૦૦૧૧૧ | ભોજન દાન |
| ૧૪૫ | શ્રી કાંતીલાલ નાનજીભાઈ વાસાણી | નાંદેડ | ૧૦૦૦૦૧ | ભોજન દાન |
| ૧૪૬ | શ્રી મુન્દ્રા પાટીદાર યુવક મંડળ-ઈશ્વરભાઈ | મુન્દ્રા | ૧૦૦૦૦૧ | ભોજન દાન |
| ૧૪૭ | શ્રી નારાણભાઈ વાલજીભાઈ સાંખલા | નડીયાદ | ૧૦૦૦૦૧ | ભોજન દાન |
| ૧૪૮ | શ્રી ચોપડા પરિવાર - જેઠાભાઈ લાલજી ચોપડા | નાના અંગીયા | ૧૦૦૦૦૦ | ભોજન દાન |
| ૧૪૯ | શ્રી દક્ષીણ કર્ણાટક પાટીદાર સમાજ | બેંગલોર | ૧૦૦૦૦૦ | ભોજન દાન |
| ૧૫૦ | શ્રી દેવશીભાઈ શીવદાસભાઈ રામાણી પરિવાર | નાની વિરાણી (ગઢ) | ૧૦૦૦૦૦ | ભોજન દાન |
| ૧૫૧ | શ્રી ધનસુખભાઈ માવજીભાઈ રંગાણી | ધનસુરા | ૧૦૦૦૦૦ | ભોજન દાન |
| ૧૫૨ | જે. એન. પટેલ - મોહનભાઈ | | ૧૦૦૦૦૦ | ભોજન દાન |
| ૧૫૩ | શ્રી જલારામ ટીમ્બર્સ - મેઘજીભાઈ | મુંબઈ | ૧૦૦૦૦૦ | ભોજન દાન |
| ૧૫૪ | શ્રી જેઠાભાઈ લાલજીભાઈ ચોપડા | રાજપર | ૧૦૦૦૦૦ | ભોજન દાન |
| ૧૫૫ | શ્રી કેસરાભાઈ મનજીભાઈ પોકાર | મુંબઈ | ૧૦૦૦૦૦ | ભોજન દાન |
| ૧૫૬ | શ્રી લધાભાઈ અરજણભાઈ નાકરાણી | રાયપુર | ૧૦૦૦૦૦ | ભોજન દાન |
| ૧૫૭ | શ્રી લાલજીભાઈ માવજીભાઈ રામજીયાણી | મદનપુરા | ૧૦૦૦૦૦ | ભોજન દાન |
| ૧૫૮ | શ્રી નારાણભાઈ અરજણ પટેલ | વિઠઠલપુરાકંપા | ૧૦૦૦૦૦ | ભોજન દાન |
| ૧૫૯ | શ્રી અખિલ ભારતીય પીપલાદ ગોત્રીય ધોળુ પરિવાર | ધાવડા | ૧૦૦૦૦૦ | ભોજન દાન |
| ૧૬૦ | શ્રી રતનશીભાઈ રવજીભાઈ ધોળુ | મુંબઈ | ૧૦૦૦૦૦ | ભોજનદાન |
| ૧૬૧ | શ્રી સમસ્ત ભગત પરિવાર-ઈશ્વરભાઈ ભગત | નાના અંગીયા | ૧૦૦૦૦૦ | શિક્ષણ ફંડ |
| ૧૬૨ | સ્વ.દેવકીબેન નારાણ ખીમજી નાકરાણી-વેલજીભાઈ | રાયપુર | ૧૦૦૦૦૦ | ભોજનદાન |
| ૧૬૩ | સ્વ.કાનજીભાઈ ભીમજીભાઈ ભગત | બેંગલોર | ૧૦૦૦૦૦ | ભોજનદાન |
| ૧૬૪ | સ્વ.પુંજાભાઈ વિરજીભાઈ નાકરાણી | રાયપુર | ૧૦૦૦૦૦ | ભોજનદાન |
| ૧૬૫ | સ્વ.પુરબાઈ કાનજીભાઈ ભીમજી ભગત | બેંગલોર | ૧૦૦૦૦૦ | ભોજનદાન |
| ૧૬૬ | શ્રી વાલજીભાઈ રામજીભાઈ લીંબાણી | અંજાર | ૧૦૦૦૦૦ | ભોજનદાન |

